# રણછોડ ભકતની વાણી.



## પ્રથમ ભાગ.





કિંમત રૂ. ૦-૬-૦

# અનુક્રમણિકા.





# રણછોડ ભકતની વાણી.

પ્રથમ ભાગ.

જુનાં હસ્ત લિખીત પુસ્તકો ઉપરથી
પ્રસિદ્ધ કરનાર


હરિવલ્લભ મોરલીધરદાસ ભગત.
તોરણા—હાલ અમદાવાદ.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.





સંવત ૧૯૭૬ સન ૧૯૨૦

# પ્રસ્તાવના.

રણછોડ ભક્ત આશરે ૨૦૦ વર્ષ પહેલાં ખેડા જીલ્લામાં આવેલા તોરણા ગામમાં થઈ ગયેલા છે. તેમણે પ્રેમ લક્ષણા ભક્તિમાં તલ્લીન થઇ ઘણાં કાવ્યો રચ્યાં છે. તેમના સંબંધી વધુ હકીકત આ સાથે આપેલા ટુંકા જીવન ચરિત્ર પરથી જણાશે.

આ નાનકડા પુસ્તકમાં કેવળરસ, કક્કો, પ્રભાત સ્તવન, ચેતામણી, તાજણા, વૃંદાવન મહાત્મ વગેરે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં કાવ્યોનો સંક્ષેપમાં સમાવેશ કર્યો છે. ૨૦૦ વર્ષ ઉપર એ કાવ્યો ગુજરાતમાં પ્રસિદ્ધ હતાં. રણછોડ ભક્તના ગરબા, નાસકેતજીનું આખ્યાન, ઇંદ્ર ઉત્સવ, બ્રહ્મસ્તુતિ, દશ અવતારની લીલા, વગેરે પુરાણો તથા ઉપ પુરાણોમાંથી લીધેલી કથાઓ છે. એ છપાવવાનું કામ હાથ લીધેલું છે.

એ વાત કબુલ કરવા જેવી છે કે ભક્તે પોતે મોટો ભાગ ગ્રામ્ય જીવન ગાળેલું હોવાથી તેમની ભાષા છેક સંસ્કૃતી પામેલી ન હોય પરંતુ ઘણે ઠેકાણે તેમના લખાણમાં ઘણા ઉંચા વિચારો તથા જ્ઞાન પરિચીત થાય છે. તે વખતે પુસ્તકો લખવાનું કામ લહીઆઓના હાથમાં હતું, અને અજ્ઞાન લહીઆઓની મૂર્ખતાથી તથા તે વખતની વિચિત્ર જોડણીને લીધે ઘણી ભૂલો થયેલી જણાય છે. એકજ કાવ્યની બે પ્રતોમાં પણ ઉપલાંજ કારણોથી ઘણો ફેર માલમ પડયો છે. તોરણામાં ભક્તરાજના સમયથી શ્રી રણછોડજી મહારાજનું મંદિર છે. ત્યાં દર પુનમે દર્શન માટે પુનમીઆ આવે છે. તે તથા ત્યાંના અધિકારી મંડળ મળી બે ચાર કલાક ઓચ્છવ કિર્તન સાથે સત્સંગ કરે છે. મારા નાનાભાઇ ત્રિભોવનદાસ જે ગાદીપતિ હતા તેમનું સંવત ૧૯૭૪ ના આસો વદ ૦)) ને રોજ અવસાન થવાથી પુનમપર મેં જવા માંડયું. સત્સંગ તથા ઉપદેશનો ભાગ નવી પદ્ધતિએ શરૂ કરવાથી દર્શને આવનાર ભક્તોને તે પ્રિય પડયો; તેમણે આ વાણી પ્રસિદ્ધ કરવા વિનતિ કરી. સેવકો તથા વૈષ્ણવોનો ભાવ જાણી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

કાગળ તથા છપામણીની મોંઘવારીને લીધે ધાર્યા કરતાં ત્રમણી કિંમત પડે છે, તેથી બીજાં કાવ્યો પ્રસંગ આવશે એટલે પ્રસિદ્ધ થશે. આશા છે કે એ રસના પ્રેમી જીવો પોતાનું આયુષ્ય સફળ કરવા નિત્ય નિયમમાં આ પુસ્તક વાપરશે.

માંડવીની પોળમાં મોતીભાઇની ખડકી
અમદાવાદ સંવત ૧૯૭૬ ના પ્રથમ
શ્રાવણ વદ ૪.

હરિવલ્લભ મોરલીધરદાસ
ભગત.

# ભગત રણછોડદાસનું જીવનચરિત્ર.

વિક્રમ સંવતના અઢારમા સૈકામાં એ મહા પુરૂષનો જન્મ ખડાલ ગામમાં થયો હતો. ખડાલ મહીકાંઠા એજન્સીનું સંસ્થાન છે. પાછલી જીંદગી ખેડા જીલ્લાના કપડવણુજ તાલુકામાં તોરણા ગામ છે ત્યાં ગાળેલી છે. બંને ગામની સરહદ ભેગી છે. એમના જન્મની મુકરર સાલ હાથ લાગી નથી પરંતુ તેમનાં સંવત ૧૭૭૦ થી સંવત ૧૭૮૦ ની સાલ સુધીનાં કાવ્યો ખડાલમાં રહી રચેલાં છે અને ત્યાર પછીનાં તોરણામાં રહી રચેલાં છે. તેથી તેમની હયાતીનો કાળ સતરસેંની સાલમાં હતો એમ જણાય છે. એ દશા ખડાયતા જ્ઞાતિના વણિક ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ નરસિંહ મહેતા હતું. ખડાલમાં રણછોડ ભકતના પિત્રાઇઓના વંશજો છે. તેમની અટક મહેતાના નામથી ઓળખાય છે. ગોપાળ મહેતાની ખડકીમાં તે રહેતા હતા. તેમનો તુલસી કયારો ત્યાં હાલ હયાત છે.

એમ માનવામાં આવે છે કે એ ભકતે ૧૦૫ વર્ષની લાંબી જીંદગી ગાળી હતી. તેમનાં ઘણાં મંદિરો ખેડા જીલ્લામાં હતાં. ગોધરામાં તથા સુરતમાં પણ મંદિર હતાં. ગોધરામાં લહીઆ પાસે લખાવવા પુસ્તકો લેઇ જવામાં આવ્યાં હતાં. ત્યાં આગ લાગવાથી તે સઘળાં બળી ગયેલાં હોવાથી સંવત ૧૭૭૦ પહેલાંનો ઘણો ભાગ મળી આવતો નથી.

ખડાલમાં તેમનું જીવન ઘણું સાદું હતું. તે નેસ્તીની દુકાન ચલાવતા અને પાસેના ગામોમાં ધીરધાર પણ કરતા. મૂળથી તે દયાળુ હતા. અભ્યાગતનું પોષણ હમેશાં તે કરતા. ધનવાન થવાની તેમની ઇચ્છા નહોતી. કમાણીનો ઘણો ભાગ સાધુ સંતને જમાડવામાં ખર્ચતા.

તે વૈષ્ણવ સંપ્રદાયી હતા. ડાકોરના શ્રી રણછોડરાયજીના ખડ્ડ આસ્તિક ભકત હતા. તેથી દર પુનમે તેમનાં દર્શન માટે ડાકોર જતા હતા. શ્રી રણછોડરાયજીને પોતાના આરાધ્ય દેવ માનીને તેમની ભકિત પરમ ભાવથી કરતા હતા. વ્યવહારમાં તેઓ સદાચારી અને પરગજુ પુરૂષ હતા. સત્કર્મો કરવાં એજ જીંદગીનું સાર્થક છે એ સારી પેઠે સમજતા હતા. એમનાં લખાણોમાં ઠેકાણે ઠેકાણે એજ સદુપદેશ ગાયો છે. સત્સંગ વગર ભકિત પ્રાપ્ત થતી નથી અને પ્રેમ દઢ શ્રદ્ધાથી વિશુદ્ધ હૃદય બનાવ્યા સિવાય જામતો નથી તે તેમણે સ્પષ્ટ બતાવી

આપ્યું છે, તેમનું શ્રવણ ઘણુંજ ભારી જણાય છે. પોતાની પ્રાર્થના અને સ્તુતિમાં જે જે વર્ણન કર્યું છે તેમાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સાથે સાથેજ જણાવ્યાં છે. તેમનું વિશુદ્ધ અંતઃકરણ પ્રભુના સ્વરૂપમાં તલ્લીનજ રહેતું હતું. તે ભજન કરતી વખતે હાથમાં કરતાલ રાખતા હતા. ઉભા ઉભા શ્રી રણછોડજી સન્મુખ નાચતા જતા અને લહેરોમાં દરરોજ નવીન પાંચ પદ ગાતા, તે તેમની સાથે રહેનાર ટુંકામાં લખનાર ઉર્દુમાં ઉતારી લેતા અને પછી તેમાંથી લહીઆઓ પાસે પુસ્તકમાં ઉતરાવતા હતા. ભક્તરાજ મહેમદાવાદના બ્યાસ્તાનો જામો અને ટોપી પહેરતા હતા. તેમનાં પુસ્તકો અને વસ્ત્ર તારણામાં તેમના વંશજો ધનતેરશને દિવસે પુજે છે.

આ મહાન ભકતનું રસીલું ચારિત્ર ચમત્કારોથી ભરપુર છે, તેમાંનાં કેટલાંક ઉદાહરણ અત્રે આપીએ છીએ.

એક વખતે ખડાલની એક વિધવા બાઇને પોતાના કામ પ્રસંગે બહાર ગામ જવાનું હતું, તેથી પોતાના ઘરેણાનો દાબડો ભક્તને ત્યાં મૂકવા સારૂ ગઈ. એ વખતે ભક્ત નહાઇ નિત્ય નિયમ કરવા બેઠા હતા. તેથી એ દાબડો તેમણે હાથમાં ન લેતાં પાસે એક મજુસ હતી, તેના ઉપર મૂકી જવા કહ્યું. તે પ્રમાણે મૂકીને બાઇ ત્યાંથી ગઇ. ભગતજી દાબડો ઠેકાણે ન મૂકતાં ધ્યાનસ્થ થયા. આ સઘળું સામે રહેનાર એક સોની જોતો હતો. તેણે ચૂપકીથી દાબડો ઉઠાવી પોતાના ઘરમાં છાણાનાં ઢગલામાં સંતાડયો. દૈવયોગે એવું બન્યું કે બાઈને પરગામ જવાનું બંધ રહ્યું અને દાબડો પાછો લેવા થોડાજ વખતમાં આવી. હજી ભગતજી પુજામાંથી ઉઠયા નહોતા તેથી બાઇને દાબડો જયાં મૂકયો હોય ત્યાંથી લેવા કહ્યું. બાઇએ મજુસપર જોયું તો ત્યાં દાબડો મળે નહિ. આથી બાઇ ભગતજીપર ગુસ્સે થઇ અને દરબારમાં ફરિયાદ નોંધાવી. ખડાલ દરબારમાંથી મીયાંનું તેડું આવ્યું. ખડાલના મીયાં મકવાણા કહેવાય છે. મીયાં તથા ભગતજીને ઘરેણું જવા વિષે વાતચીત થઇ. ભગતજીએ સત્ય હકીકત જાહેર કરી. મીયાં તરફથી ધમકી આપવામાં આવી પરંતુ નિષ્પાપ હ્રદયના ભકતે તેની દરકાર નહિ કરતાં પ્રભુની સ્તુતિ પ્રાર્થના કરી સહાય માગી. એ વખતે તેઓ કહે છે કે "મીયાં મકવાણા રણછોડને દુભવ્યાનું નથી કંઇ કામ" ઇત્યાદિ વચનો બોલ્યા છે.

ભક્તરાજ હમેશાં અભ્યાગત–સંતસાધુને જમાડી પછી જમતા. આજે તેમના એ મહાવૃતમાં વિઘ્ન આવ્યું. પ્રભુ ભક્તના બેલી છે. ભક્તનાં સંકટો ઠામ ઠામ દુર કર્યાં છે. સાધુના વેષમાં પ્રભુ સહાય કરવા ઉતરી પડયા. રણછોડ ભક્તના ઘર આગળ ગયા તો તેમના ઉપર આવેલા આક્ષેપ માટે દિલગિર થયા. દરબારમાં જઇ મીયાંને મળ્યા. રણછોડ વગર સીધું સામાન મળતું નથી અને પોતે ભુખ્યા છે એવી હકીકત દરબારને કહી. દરબારને કહેવા લાગ્યા કે ચોરી કરનાર મઝા ભોગવે છે, ને ભક્તને શા માટે હેરાન કરો છો. સોનીએ કરેલા કામની દરબારને હકીકત જણાવાથી દરબારે પોતે પોતાના નોકરો સાથે જઇ દાબડો મેળવ્યો. તરતજ ભગતજીની માફી માગી તેમને મુક્ત કર્યાં. ભગતજી પણ આ બનાવથી હમેશને માટે ખડાલ ગામનો ત્યાગ કરી ડાકોર જઇ બાકીનું જીવન રણછોડરાયના ભજનમાં ગાળવું એમ નિશ્ચય કરી નીકળ્યા.

ખડાલ અને તોરણા વચ્ચે બે ગાઉનું અંતર છે. ભગતજીના મિત્રો તોરણામાં વસતા હતા. ડાકોર જવાનો એ માર્ગ હોવાથી રાત્રે તોરણામાં મુકામ કર્યો. પા. વલવજી રામજી તેમના ભાવિક ભક્ત હતા. તેમને ઘેર તેમણે રાત્રિ ગાળી. ખડાલના સમાચાર અને ડાકોર જઇ રહેવું એ હકીકત જાણી સર્વ પાટીદારો ખેદ પામ્યા. રાત્રે સ્વપ્નમાં શ્રીડાકોરનાથે દર્શન આપી જણાવ્યું કે હું તોરણામાં અમુક જગાએ છું. ત્યાંથી મને કાઢી પ્રતિષ્ઠા કરી મારૂં સેવન કરશો તો હું જાતેજ ત્યાં દર્શન આપીશ. સ્વપ્ન ઉપર પ્રથમતો ભરોંસો ન આવ્યો, પણ એજ પ્રમાણે બીજી વાર સ્વપ્ન આપી શ્રદ્ધાવાન થઇ પ્રયત્ન કરવા આજ્ઞા થઇ, ત્યારે પાટીદારોને બોલાવી બનેલો બનાવ જણાવ્યો. સૌ મળી તે જગોએ જઇ સાફ સુફ કરી ખોદાણ શરૂ કર્યું. વખત આવ્યો ત્યારે ભગતજીએ પોતે આસ્તેથી ખોદી શ્રીલક્ષ્મીનારાયણ, હનુમાન અને ગરૂડજીની મૂર્તિ કાઢી. આ બનાવ નજરે જોઈ સર્વ ગામવાસીઓ આશ્ચર્ય પામ્યા.

નીકળેલી મૂર્ત્તિઓ ગામ લોકોને સ્વાધીન કરી ભગતજી ડાકોર જવા તૈયાર થયા. પાટીદારોને તે રૂચ્યું નહિ. સર્વેએ મળી વિનતિ કરી કે આપ અત્રે રહો અને આ મૂર્ત્તિઓનું પુજન આપજ કરો. રહેવાની જમીન માટે તથા મંદીર માટે ગોઠવણ અમે ગામ લોકો

કરીશું, તેમજ મંદીરના ખર્ચનો નિભાવ પણ ગામથી થવા બંદોબસ્ત કરીશું. પાટીદારો અને ગામના બીજા સર્વ લોકોનું માન રાખી ભગતજીએ તોરણે રહેવાની હા પાડી. ઘણું કરી સન ૧૭૮૦ પછીનો આ બનાવ જણાય છે.

તોરણે જમીન સંપાદન કરવાના કેટલાક લેખ મળી આવ્યા છે. સંવત ૧૭૮૧, ૧૭૮૪, ૧૭૮૭, ૧૭૯૦, ૧૭૯૪ માં ભગતજી તથા ગામના આગેવાન પટેલો સાથે કરારો થયા છે.

ભગતજી સંવત ૧૭૯૬ ના વૈશાખ સુદ ૨ ઉપર શ્રી ગોકુળ ગયા હતા. આવતાં જયનગરમાં વાસો રહ્યા હતા. ત્યાં મધ્ય રાત્રે ગેબી શબ્દ (આકાશવાણી) થયા છે. આ શબ્દો તેમના તે વખતના જુના પુસ્તકમાં નોંધ્યા છે જેનો ઉતારો નીચે કર્યો છે.

"જગને આદે સુપજ થાપ્યા છે. પાંચ પાંડવના જગન મધ્યે, માટે ભ્રાંત ભાગવી, આજ્ઞા માફક ચાલવું, જુઠું હાથ ન ઝાલવું, અસત્ય હોય તે ટાળવું, સત્ય હોય તે પાળવું, લલોપત્યો મેલવી, જુઠની જંજાળ જાણ, સતની તું સાર માણ, ખોટાની સંગત તાગ, ચીત વરતી ચરણે લાગ, વગળ હોય તે ટાળ, સાઠ સોના લગી ગાળ, વાતનો કરો તે વિચાર, ભ્રાંતનો રાખ્યો તે ભાર, હજુરી હુકમ જાણ, પોતાને મન પરમાણ, ગાદીનો હુકમ છેજી."

આ આધારે ભગતજી પોતે વણિક જ્ઞાતિના હોઇ વૈષ્ણવ સંપ્રદાયનો ગુજરાતમાં ફેલાવો કરવા પ્રયત્ન કર્યો છે. એ કરવામાં સર્વ સંપ્રદાયના આધષ્ટાતાઓની સંપૂર્ણ મદદ હતી. કેટલાક ઉપાસકો દુરાગ્રહી હોઇ નિંદા ભાગ ભજવે છે. ભગતજી તે વિચારના નહોતા.

એક વખતે ભક્તના ચમત્કારની વાતો સાંભળીને ડાકોરમાં શ્રી રણછોડજીના પુજારીઓએ તેમની પરીક્ષા કરી જોવા ભક્તનાં દર્શન બંધ કરવાનો નિશ્ચય કર્યો. ભગતજી પુનમને દિવસે ડાકોર હમેશની માફક ગયેલા. પુજારીઓએ બારણાં બંધ કરેલાં અને દર્શન ન થાય એવી ગોઠવણ જોઇ. દર્શન ન થાય તો અન્ન પાણી ન લેવાની પ્રતિજ્ઞા લેઇ એક પગે સ્થિર થઇ "કેવળ રસ" નામે કાવ્યથી શ્રીરણછોડજી મહારાજની પ્રાર્થના કરી. છેવટે દ્વાર ઉઘડી ગયાં અને દર્શન આપ્યાં. તે વખતે હાજર રહેલા સર્વ વૈષ્ણવોએ શ્રી રણછોડજીનાં દર્શન કર્યાં

અને જેજેકાર વર્તાઇ રહ્યો. આ ચિતાર ભાવિક વૈષ્ણવોને અનુભવવા જેવો છે. ભક્તોનાં કાર્યો ભગવાન કરતા આવ્યા છે ને કરે છે. કેવળ રસમાં તે સર્વ ગુણ તેમના ગાયા છે. ભગતજીનું માન શ્રીરણછોડરાયજીએ સાચવ્યું છે. સાચા ભક્તોપર પ્રભુ કૃપા કરે છે તે સિદ્ધ થયું છે.

ભક્તોને તાવવામાં પ્રભુ સમર્થ હોય છે. તેમના ચિરંજીવી નારણદાસ તથા કૃષ્ણદાસ હતા. વિવાહ સમયે પલ્લા કે પેઢીનું ઠેકાણું ન મળે તેથી ગુંચવાઇ વિચારમાં બેઠા હતા. એટલામાં કોઇ મહાત્મા આવ્યા તે પોતાનું પોટલું ખીંટીએ ભરવી બેઠા. ખબર અંતર પૂછી આનંદ પામ્યા. શૌચ કર્મ કરવાનું નિમિત્ત કાઢી ગામબહાર તળાવ પર ગયા, તેમની તજવીજ કરતાં ઘણો વખત થયો પણ પત્તોજ ન લાગ્યો. અને પોટલું છોડી જુએ છે તો વિવાહમાં ખર્ચવા જેટલાં નાણાં તેમાં હતા. ભગતજીને ખાત્રી થઇ કે મારી પીડા પ્રભુએ વહોરી લીધી હશે. નાણાં ખરચ્યાં અને લગ્ન સમારંભ પુરો કર્યો.

એક વખત તોરણાથી ત્રણ ગાઉ ઉપર કઠલાલ ગામ છે ત્યાં ભગતજી ઉત્સવ અર્થે ગયા હતા. ત્યાંના વીશા ખડાયતા વણિકો અને ભાવસારોનો તેમનાપર ઘણો પ્રેમ હતો. કઠલાલમાં વળાદરા બ્રાહ્મણોની વસ્તી છે એમાં કેટલાક ટીખળી હતા. રાત્રીએ ઉત્સવમાં ભક્તે હાથ ઘસ્યા, અને તેમની હથેલી કાળી થઇ ગઇ. વળાદરાઓએ પુછ્યું કે ભગતજી આ શું? ભગતજીએ જવાબ આપ્યો કે દ્વારકામાં મંદીરમાં મસાલની ઝાળ લાગવાથી ચંદ્રવો બળતો હતો તે મેં ઓલવ્યો. વળાદરાના મનમાં તે વાત ન ઉતરી અને બે ત્રણ જુવાનીઆ દ્વારકાં જવા તૈયાર થયા. ત્યાં જઇ તેમણે તજવીજ કરી તો ત્યાંના ગુગળીઓએ તોરણાવાળા રણછોડ ભક્ત અહીં હતા, તેમણે આ ચંદ્રવો ઓલવ્યો, એવા સમાચાર કહ્યા. તેઓ જઇ આવ્યા પછી ભગતજીની ભક્તિ વિષે કઠલાલના વળાદરાને દૃઢ વિશ્વાસ ઠસ્યો, હાલ પણ તેઓ ભગતજીના ઘર સાથે માન દૃષ્ટિએ જુએ છે.

આતરસુંબામાં ભાવસાર ભક્ત દ્વારકાંદાસ હતા, તે રણછોડ ભક્તના શિષ્ય હતા. રણછોડભક્તે પોતાનો દેહોત્સર્ગ જે દિવસે થવાનો હતો તે દિવસે તેમને દ્વારકા જવાનું કહેણ મોકલ્યું હતું. દ્વારકાભક્તને

પોતાનું કામ સંકેલી લેતાં થોડા દિવસની વાર છે એમ ઉત્તર કહાવ્યો. તરતજ સમાચાર મળ્યા કે ભક્તજી સ્વધામ પધાર્યા. આથી તેમના આસ્તિક શિષ્યને ઘણો શોક થયો. તેવા સમયમાં બંને ભક્તોએ સામા સામી કવિતા દ્વારા વાતચીત કરી છે અને તેની નોંધ પુસ્તકોમાં છે.

રણછોડ ભક્ત નાના ગામડામાં ઉછરેલા અને ગામની રીતે ભણેલા હતા. તેમણે કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરેલો નહોતો. ગુજરાતમાં ભક્ત કવિઓ થઇ ગયા તે માફક તેમનાપર જાણે સરસ્વતિની પ્રસન્નતા હોય તેમ તાત્કાલિક કવિતાઓ કરતા. એમનાં રચેલાં કાવ્યોમાં વૃંદાવન મહાત્મ, કેવળ રસ, નાસકેતનું આખ્યાન, ઇન્દ્ર ઉત્સવ, બ્રહ્મ સ્તુતિ; દશ અવતારની લીલા, કક્કો, વેણુગીત, ગરબીઓ હિંદોળાનાં પદ વસંત–હોરીનાં પદ, રાસ, સમય સમયનાં પદ, રાધિકાજીનું રૂષણું, ઇત્યાદિ રંગરાગનું લખાણ છે. ગોધરામાં બળી ગયેલાં પુસ્તકોની બીજી કોપીઓ કંઈ મળી આવી નથી તેથી પુરો વિસ્તાર જણાવી શકયા નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે તેમના નારણદાસ ને કૃષ્ણદાસ નામે બે દીકરા હતા, અને નંદબાઇ તથા અગરબાઇ નામે બે દીકરીઓ હતી. દીકરાઓનો પરિવાર નહોતો. દીકરીઓ અમદાવાદ પરણાવી હતી. નંદબાઇના દીકરા હરજીવનદાસ તોરણે આવી ગાદીપતિ થયા. તેમના ચિરંજીવી રામદાસ, રામદાસના મોરલીધરદાસ, અને તેમના ચિરંજીવી પુરૂષોત્તમદાસ નાની ઉમરમાં ગુજરી ગયા, હરિવલ્લભ સરકારી નોકરીમાં જોડાયા, તેથી ત્રિભોવનદાસને ગાદીપતિ નીમ્યા. તેમણે પોતાના સેવકોના હિત માટે ઉત્તમ પ્રકારનો પ્રયત્ન કર્યો હતો. સંવત ૧૯૭૪ ના આસો વદ ०)) ને રોજ તે ભગવત્ શરણ થયા છે. હવે ગાદીનો અધિકાર તેમના ચિરંજીવી બળદેવદાસને મળશે. હાલ તેમને ૧૬ મું વર્ષ ચાલે છે, અને અમદાવાદમાં વિદ્યાભ્યાસ કરે છે, એમની નાની ઉમરને લીધે ત્રિભોવનદાસના ભાઇ પ્રેમદાસ તથા મોરલીધરદાસના ભાઇ ગિરધરલાલના પુત્ર શામળદાસ મંદિરનો વહિવટ ચલાવે છે.

ભગતજીની લાંબી વંશાવળી પ્રસંગ આવે અન્ય સ્થળે મુકવામાં આવશે.

# રણછોડ ભકતની વાણી.

## પ્રથમ ભાગ.

### કેવળરસ.

#### મોતીદામ છંદની ચાલ.

પરથમ પ્રણામ તુંજ ગણેશ, સ્વામી શુદ્ધ બુદ્ધ આપો ઉપદેશ. ૧
હરિ ગુણ ગાયાની છે મુને હામ, કરી દયા કરવું ઉત્તમ કામ. ૨
સામુ જુઓ સ્વામી કહું શીષ નામી, પરથમ ગણપત તું પ્રણામી. ૩
ઉમયા સુત એવો કરો ઉપકાર, આવ્યો શરણ સેવક પામશે પાર. ૪
જાણી દીન દયા કરજે દયાળ, હું શું જાણું બોલી બુદ્ધિ વિના બાળ. ૫
ઘણા ઘણા ગુણ આપો ગુણવંત, શોભે સુંઢ સુંદર ઉજવલ દંત. ૬
ચતુર્ભુજ ચિત્તમાં રાખો ન ભેદ, આપો બુદ્ધિ રૂડી વખાણવા વેદ. ૭
મારા મન માંહિ ઇચ્છા છે ઘણેરી, ગાઉ ગતિ ગોવિંદ આપ અનેરી. ૮
સરસ્વતી માતા જુઓ મુજ સામું, મહારાંક થૈ ચરણે શીષ નામું. ૯
આપો મારી માતા અવિચળ વાણી, કરો કિરપા જન સેવક જાણી. ૧૦
ઉગારો બુડું છું આવો કરો આરે, તમ વિના સંસારમાં કોણ તારે. ૧૧
જીભ્યાએ બેસીને કરીએ જતન, આપો મને ઓળખી રામ રતન. ૧૨
પુરો મનોરથ મારા મન તણા, આગે તેં સેવક ઉદ્ધાર્યા છે ઘણા. ૧૩
આપો વેદવાણી કહું કર જોડ, કવિજન કો મને દે નહિ ખોડ. ૧૪
આપો મારી માતા અવિચળ વાણી, ગાઉં ગુણ ગોવિંદજીના હું જાણી. ૧૫
સરસ્વતી માતા જુઓ મુજ સામું, કરો દયા હવે પ્રભુજીને પામું. ૧૬
ગુરૂ પરતાપે હું જો ગુણ ગાઉં, મહાજીવ પાતકી પાવન થાઉં. ૧૭
હરિ તારી ગત હું એકે ન જાણું, વણ દીઠી વાત શી વાલા વખાણું. ૧૮
દેખાડો દયા કરી દીન દયાળ, પરગટ થાઓ ગોકુળ ગોવાળ. ૧૯
આવ્યાં મારી દષ્ટે પરાક્રમ તારાં, હવે વાલા જોજે વખાણ તું મારાં. ૨૦

ઘણા દિન રહ્યો તું છાનો છપાઈ, હવે કરૂં પ્રગટ રામ દવાઇ. ૨૧
અજાણ્યા ન રહીએ અંતર જામી, આવો આવો મળીએ કાનડ કામી. ૨૨
પડદો પરો કર ત્રિકમ તારો, તું પુર મનોરથ મોહન મારો. ૨૩
હવે નહિ ચાલે કરી હીંડચાઇ, પડશે ભોગવવું જે માથે વણાઈ. ૨૪
નાઠે નહિ છુટો હે નાથજી મારા, હવે ગુણ ગાયા મેં ત્રિકમ તારા. ૨૫
બીહાવ્યો ન બીહું રહ્યો થઇ આલી, તું ગોવિંદ છે મારે ગોઠડી વાલી. ૨૬
તુંજ વિના ધણી બીજો નહિ મારો, ગણે તો ગોવિંદ હું દાસજ તારો.૨૭
માટે માન મેલી આવો પ્રભુ પાસે, ઘણા દન રહ્યો તમારી હું આશે. ૨૮
વાયદે વાયદે શું વિઠ્ઠલ વાહ્યો, દિલાસા દેઇને શું નથી ધરાયો. ૨૯
સ્વામી ભાળ સામું ચરણે શીષ નામું, તારો પાર ત્રિકમ તે કેમ પામું.૩૦
કરશો કૃપા ત્યારે થાશે કલ્યાણ, હું તો મહા રાંક છું રાજની આણ. ૩૧
હવે રાખીએ નહિ અંતર આજ, મનમાં મહેર કરો મહારાજ. ૩૨
આવ્યો શર્ણ તારે વાલા નવ છોઇ, રખે રીસ રાખતા અવગુણ જોઇ. ૩૩
અવગુણ અનેક હોય જો મારા, તોએ ગુણ ગાયા મેં ત્રિકમ તારા. ૩૪
હવે લાજ છે લક્ષ્મીવર તને, આવી આપ દર્શન મોહન મને. ૩૫
હવે નહિ ચાલે કરી ચતુરાઇ, ઘણા દિન મુકયો વિઠલ વહાઇ. ૩૬
હવે કેમ અંતર જામી રહું અળગો, ખોટો ખરો તારે પાલવ વળગ્યો. ૩૭
હાર્યો તોય જીત્યો જીત્યો તોય જીત્યો, મોટાં તણી મોહન એવી છે રીતો.૩૮
મોટા હોય તે કાંઇ મન વિચારે, હથોટી ન મારીએ આમ અંધારે. ૩૯
ભક્તોસુ ભોળા રહીએ ભગવાન, કશું નવ રાખીએ ગર્વ ગુમાન. ૪૦
કપટ ન કરીએ કાનજી કાળા, મુકી ઘોને મોહન ચિત્તના ચાળા. ૪૧
ચતુરાઇએ ઘણે ઠેકાણે ઠગાયા, બળી રાયને બાંધતાં આપ બંધાયા. ૪૨
સાચું કહેતાં સ્વામી રખે ચઢે રીસ, પોળીઆ થઇને રહ્યા જુગદીશ. ૪૩
ત્યાં કરણના મર્ણના થયા અવેશ, ત્યારે તેં તો લીધો વિપ્રનો વેષ. ૪૪
જાચ્યો જન જઇ મહા દુઃખ દીધું, પાડી દંત સુવર્ણનું દાન લીધું. ૪૫
ઠગંતાં ઠગાયા નિરંજન નાથ, તેને દેન[1] દેવું પડયું હરિ હાથ. ૪૬
આતમારામ એવો અમરીખ, દીધો શાપ આપ હકમથી શીખ. ૪૭
તેમાં શી કમાઇ કરી કિરતાર, તે માટે તેં લીધા દશ અવતાર. ૪૮
પ્રભુજી મુકો મનના પડપંચ, વનમાંહે મોકલ્યા પાંડવ પંચ. ૪૯
સતી નાર દ્રુપદીનાં ચીર કાઢયાં, નવસે નવાણું પ્રભુ પુરાં પાડયાં. ૫૦
તારો પાર ત્રિકમ તે કેમ લાધે, મુઠે મુઠ ભરીએ બળે એક બાધે. ૫૧
ખુટે નહિ ખેતર[2] આવે નહિ આંચ, ભરે સરોવર સુડો ભરે ચાંચ. ૫૨

---

૧. દાહ—અગ્નિસંસ્કાર. ૨. ખેતર.

મહા મેઘ ધારા તાણી કેમ તૂટે, દરિઆનાં ઉદક ઉલેચ્યાં ન ખૂટે. ૫૩
જીહ્યા મારી એક શું જાણે વખાણી, નહિ સમરથ હું સારંગપાણી. ૫૪
સ્વામી શેષનાગ કરે સ્તુતિ એવી, શોભે ફેણુ સહસ્ર બએ જીહ્યા જેની.૫૫
તારો પાર તોય પ્રભુજી ન પામે, જીહ્યા મારી એક વખાણે શું રામે. ૫૬
કથન કીડીનાં સુણો કિરતાર, પુર્ણાનંદ પુરણ અપરંપાર. ૫૭
નથી ઠામ ખાલી તુંજ વિના રેખ, રજ તજ માંહે તું આપ અલેખ. ૫૮
અવની આકાશ જળ માંહે જેવો, પવન અગનમાં ત્રિકમ તેવો. ૫૯
પથરમાં પુરણ પુણ્ય પવિત્ર, સુકા લીલા માંહે તું ભુધર ભિત્ર. ૬૦
સપ્ત ધાતુ સુવર્ણ માંહે તું સ્વામી, વાસુદેવ વીતી કહું શીષ નામી. ૬૧
ઘણા દિન તેં કયાં હું ભુલો ભમાવ્યો, ભલો ભેદ રાખીને રંગે રમાડ્યો.૬૨
હવે તું મેં જાણ્યો દયા થકી દીઠો, તું છે આદ અંત લગી મહા મીઠો.૬૩

## ચાલ ફેર.

તુંહી નિરાકાર નિરંજન દેવ, તુંહી કિરતાર મહા મહાદેવ. ૬૪
તુંહી અલક્ષ અક્ષર અભેદ, તુંહી પુરાણ કુરાણ ને વેદ. ૬૫
તુંહી બ્રહ્માય પુરંદર ઇશ, તુંહી દીગપાળ દશે જુગદીશ. ૬૬
તુંહી બુંઢા બાળક બાવનવીર, તુંહી પરમેશ્વર મોટો પીર. ૬૭
તુંહી દેવ દાનવ આપો આપ, તુંહી મહા શીતળ ત્રિકમ તાપ. ૬૮
તુંહી સુખ દુખ વળી વૃદ્ધ હાણુ, તુંહી લખ ચોરાશી ચારે ખાણુ. ૬૯
તુંહી અવનીપતિ મહા અવધુત, તુંહી સુખ દાયક દાનવ દુત. ૭૦
તુંજ વિના ઠાલો નથી કાંઇ ઠામ, તુંહી રૂપ કારણ કેવળ રામ. ૭૧
તુંહી ગોવિંદ તુંહી ગોપાળ, તુંહી વ્રીજલાલ તુંહી મહાકાળ. ૭૨
તુંહી અતરાંપત અતિ અવંક, ખળ માંહે ખળ રંકાં માંહે રંક. ૭૩
તુંહી નિષ્કલંક કલંક કલ્યાણ, તુંહી મહા જાણ અજાણ સજાણ. ૭૪
તુંહી નર નાર વિહાર વસંત, તુંહી પ્રભુ પાર અપાર અનંત. ૭૫
તુંહી કરૂણાકર કા'ન કૃપાળ, તુંહી દુઃખભંજન દીનદયાળ. ૭૬
તુંહી પુરણાનંદ પ્રાણજીવન, તુંહી ચંદ્ર સુરજ રજની દિન. ૭૭
તુંહી વનસ્પતિ ભાર અઢાર, પ્રભુ તારો કોઈ ન પામે પાર. ૭૮
તુંહી રાંક રાણો રણછોડરાય, તુંહી ધર્મ કર્મ ને ન્યાય અન્યાય. ૭૯
તુંહી પરમેશ્વર, પુણ્ય ને પાપ, એકાએક અનેક આપોઆપ. ૮૦
તુંહી મન મોહન મા ને બાપ, તુંહી એક અતિ અનેરડો જાપ. ૮૧
તુંહી તરવાર તુંહી ત્રિશુળ, તુંહી થડ ડાળ તુંહી મહા મૂળ. ૮૨
તુંહી મહા ધર્મ ધુરંધર ધીર, પાપી તું પ્રગટ શ્યામ શરીર. ૮૩

તુંહી દયાવંત છું દીન દયાળ, તુંહી મહા દુષ્ટ દુરીજન કાળ. ૮૪
આસંગો ન આવે ઘણેરી આશ, તુંહી ભર પુરણ તુંહી નિરાશ. ૮૫
તુંહી અળગાંનો અળગો આમ, વળગ્યો આવે આતમારામ. ૮૬
તુંહી ન્યારામાં ન્યારો હે નાથ, તહારો હે શ્યામ ન મેલું હું સાથ. ૮૭
તુંહી કીડી કુંજર કાયર સુર, તુંહી દાતાર ભલો ભરપુર. ૮૮
તુંહી લોભી લંપટ કપટ કુડ, તુંહી હીરા વેદ હરી મહા મુઢ. ૮૯
જાણ્યા જાણ્યો તુંહી જુગદીશ, અજાણ્યા આગળ ધુણે શીષ. ૯૦
તુંહી ઘર આંગણે ઘણે ઘાટ, તુંહી વળી વહ્યો બારે વાટ. ૯૧
શેરડીએ ચાલો સુંદર શ્યામ, અવળા ન થઇએ આતમારામ. ૯૨
તુંહી આદ અંત લગી વળી એક, તહારી ત્રિકમ મોટી છે ટેક. ૯૩
તુંહી ત્રિભોવનમાં ત્રિકમ, તને તારી ગોવિંદ નથી ગમ. ૯૪
આમ ન ભુલી જઇએ આપ, બાળાપણ બહુ બેલ્યા છો બાપ. ૯૫

ઢાળ.

કરોળીએ જાળ માંડી જેમ જાણી, પડદે રહ્યો પરમેશ્વર આણી. ૯૬
ગુથંતાંસુ ગુંથી ફરંતાં ફરીને, રહ્યો મુઢ મુરખ માંહે મરીને. ૯૭
એવી તેં ઉફાંદ કરી છે અનેરી, ઘટ ઘટ માંહે રહ્યો ઘટ ઘેરી. ૯૮
એક કણથી કણ અનેક થાય, તે તો કેમ જુજવા જાણ્યા જાય. ૯૯
તેમાં તું એક અનેક અપાર, પ્રભુ તારો કોય ન પામે પાર. ૧૦૦
કાલાવાલા કરતાં કઠણ કેમ થયો, તું શેષને સાથરે શું સુઇ રહ્યો. ૧૦૧
આવી આપ દર્શન મહાદીન જાણી, જે જે વાહી રાખશે રૂક્ષ્માણી રાણી. ૧૦૨
સોળ સહસ્ર સુંદરી છે સંગ તારે, તેમાંથી અદેખી વળી કોઇ વારે. ૧૦૩
કોનું કહ્યું કાને ધરણીધર ધરશો, ત્યારે મારૂં કારજ કયાં થકી કરશો. ૧૦૪
વિચારવા રહેશો માં વિઠ્ઠલ વાત, ગુણ અવગુણ ન જોશો નાથ. ૧૦૫
જો જો મારા વાલાજી લાગશે વાર, જાણી જન સેવક કરજો સાર. ૧૦૬
લહેરમાં આવીએ દીન દયાળ, નયણે નીરખીને થાઉં ન્યાલ. ૧૦૭
તારૂં મને મુખ જોયાના કોડ, આવો રંગ રંગીલા રણછોડ. ૧૦૮
હું તો મહા રાંકછું રાંકછું રામ, આવ્યો શર્ણે ઉગાર સુંદીર શ્યામ ૧૦૯
વહાલા મારા વાળીએ મારૂં વાન, દર્શન દેરૂં દીજીએ દાન. ૧૧૦
અજાચક આવી જાચ્યો જોઇ, ઘણું નથી માગતો કાનજી કાંઇ. ૧૧૧
દર્શન દે તું રણછોડ રાય, તેમાં તારા બાપજીનું શું જાય. ૧૧૨
નથી એક દોકડો બેસતો દામ, રાંક તણું કારજ થાશે રામ. ૧૧૩

મનમાં મોહન કરવી મહેર, તારી લક્ષ્મીવર મોટી લહેર. ૧૧૪
લહેરમાં આવીએ દીન દયાળ, નયને નીરખી હું થાઉં ન્યાલ. ૧૧૫
કહાનજી કુડા કળજુગ માંહે, નશેક શું આમ નમેરા થાય. ૧૧૬
કઠણ ન થઇએ કાન ગોવાળ, તમે છો ભક્તોના પ્રતિપાળ. ૧૧૭
બરદ બાના તણું રાખવા રાજ, દશે અવતાર ધર્યા કોણ કાજ. ૧૧૮
મેં તો મારૂં તન મન ભુધર ભેઠયું, ભકતોને કાજે તેં મહા દુઃખ વેઠયું.૧૧૯
ધર્યું મીનનું રૂપ આપ અભેદ, શંખાસુર મારવા વાળવા વેદ. ૧૨૦
મળ્યા દેવ દાનવ સાગર તીર, મથ્યો મહીસાગર હે રઘુવીર. ૧૨૧
ધર્યું રૂપ કચ્છપ કર્યાં જતન, ચતુર્ભુજ કાઢયાં તેં ચૌદ રતન. ૧૨૨
વળી વાલા વરાહનું ધર્યું રૂપ, ભલો હીરણ્યાક્ષ મારીયો ભુપ. ૧૨૩
દાઢાગ્રે અવની રાખી જેમ, પ્રભુ પ્રહલાદ ઉગાર્યો તેમ. ૧૨૪
નરસિંહ રૂપ ધર્યું નિરધાર, માર્યો હરણાકશ્યપ લાગી ન વાર. ૧૨૫
વળી ધર્યું વામન રૂપ વિશાળ, છળ્યો બળી ઓલવી ઈંદ્ર ઝાળ. ૧૨૬
ઝાલી કરમાં ફરસી ફરસુરામ, કર્યું એવું કોઇ ન કરે કામ. ૧૨૭
હણી માતા પોતાની કાનજી કહાવી, દીઠે તુને ત્રિકમ દયા ન આવી.૧૨૮
કયા તારા ગુણ ગાઉં ગુણવંત, ક્ષત્રીઓ કેરો આણ્યો અંત. ૧૨૯
સાતમે રામ લક્ષ્મણ વીર, દશરથ કેરી ભાગી ભીડ ૧૩૦
જેજેકાર વરતાવ્યો જુગ માંહે, માર્યા દૈત્ય તારણ કારણ કાંય. ૧૩૧
ઋષિનો જગન કરાવ્યો જઈ, સાધવી નારને લાવ્યા સાહી. ૧૩૨
ભાગ્યું જઇ ત્રિબક જનક ઘેર, પ્રભુ તારી કોય ન પીછે પેર. ૧૩૩
વળા વળી વચન પાળવા તાત, ભોગવ્યું વન તેં વૈકુંઠ નાથ. ૧૩૪
બાર વર્ષ રામ વેઠયાં વનવાસ, લક્ષ્મણ વીરને સાધવી પાસ. ૧૩૫
સુખે દુખે નિર્ગમતાંતાં દન, એવામાં એક થયું વિઘન. ૧૩૬
સીતાને હરી ગયો રાવણ, પ્રભુ પ્રેમદાનું રાખ્યું પણ. ૧૩૭
સ્વામી જઇ સાગર બાંધી પાજ, પાણીમાં પથર તાર્યા રાજ. ૧૩૮
સુવર્ણની લંકા લગાડી લાહે, રાજા રામે માર્યો રાવણ રાય. ૧૩૯
વિભિષણ ભાઇ પોતાનો જેહ, આપી રાજ અમર થાપ્યો તેહ. ૧૪૦
મથુરામાં પ્રગટયા પ્રાણજીવન, કૃષ્ણ પક્ષ અષ્ટમી કેરો દન. ૧૪૧
વસુદેવ દેવકીની પુરી આશ, નક્ષત્ર રોહણી શ્રાવણ માસ. ૧૪૨
કાળાગૃહ માંહે કરી કરૂણાય, જાણી દીન દેવ દામોદર રાય. ૧૪૩
પાપીએ તો બહુ કરી હતી પીડ, ભક્તો જાણી તમે ભાગી ભીડ. ૧૪૪
દરશન દીધું દીન દયાળ, પુર્ણાનંદ પુરણ કંસનો કાળ. ૧૪૫

દેવકીને ગર્ભ રહ્યો હતો જેહ, આળ પંપાળ થઇ ગયો તેહ. ૧૪૬
ઉછંગે બેઠા આનંદ રૂપ, તમારૂં સુંદીર શ્યામ સ્વરૂપ. ૧૪૭
ધર્યો મોર મુગટ કુંડલ કાન, ગુંજાહાર ભુધર ભીને વાન. ૧૪૮
એવાં તારાં અણીઆળાં લોચન, સુંદરતા શ્યામ મનોહર ઘન. ૧૪૯
જળહળ ઝલકે કાન કપોળ, જાણે જેમ ચંદ્રની કળા સોળ. ૧૫૦
લીલાવટ કેસર કેરી આડ, દરશન એવું મને દેખાડ. ૧૫૧
વરણાગી મેં કેમ વર્ણવી જાય, છેલાઇની જુગત જાદવરાય. ૧૫૨
ભૃકુટી ભમર વંક ત્રિવંક, કહાનજી કોણ કટીનો લંક. ૧૫૨
મધુરી મોરલી મુખનો મોડ, જે જે રૂડા રઢીઆળા રણછોડ. ૧૫૪
પીતાંબર સુંદીર પહેર્યું સાર, પાવલે ઘુઘરીનો ઘમકાર. ૧૫૫
શંખ ચક્ર ગદા પદ્મ પાય, પ્રેમેથી પ્રગટયા વૈકુંઠરાય. ૧૫૬
પ્રભુ મારાં પ્રાક્રમ તારાં પ્રોઢ, અજાણ્યા ન રહેવું ગરૂડા રૂઢ. ૧૫૭
ટાળવા ત્રણ ભુવનના તાપ, આહીરમાં આવી છપાડયું આપ. ૧૫૮
કૃષ્ણ રૂપ ધર્યું કિરતાર, આઠમો ગોકુળમાં અવતાર. ૧૫૯
પરિત્રાણ કીધું નંદજીને ઘેર, પ્રભુ તારી કોઇ ન પ્રીછે પેર. ૧૬૦
બાળાપણ ખેલીઆ બાળ મુકુંદ, ચારી ગાય ગોવાળ થઇ ગોવિંદ. ૧૬૧
જસોદાના પ્રાણજીવન જીવન, ગોપી ગોપ નંદજીને ધન્ય ધન્ય. ૧૬૨
ધન્ય ધન્ય જુમનાંજીનાં નીર, જેમાં તમે ઝીલ્યા હશો જદુવીર. ૧૬૩
ધન્ય ગામ ગોકુળ ગોપી ગોવાળ, માગી લીધાં માખણ દીન દયાળ. ૧૬૪
ધન્ય ધન્ય આહીરનો અવતાર, પ્રગટયા આનંદ રૂપ અપાર. ૧૬૫
ધન્ય ધન્ય કદમ કેરી છાંયે, બેઠા હશો ત્રિકમ તારણ ત્યાંયે. ૧૬૬
ધન્ય વૃંદાવન વંસી વટ, ધન્ય એ પૃથ્વી અતિ ઉલટ. ૧૬૭
ધન્ય કુંજગલી યુગલ કીશોર, ધન્ય મોરલીધર માખણ ચોર. ૧૬૮

**વલણ.**

ધન્ય ગૌ ઘેન ચતુર્ભુજે ચારી, ધન વાછરૂ ધન્ય વ્રીજની નારી. ૧૬૯
ધન્ય ગોવર્ધન ટચલીએ તોળ્યો, ધન્ય કાળી નાગ નાથ્યો રંગ રોળ્યો. ૧૭૦
ધન્ય ધન્ય માટી આરોગ્યા મહાવ, તજી ખટરસ ભલો થયો ભાવ. ૧૭૧
જસોદાએ જયારે જોયું રે વદન, મુખ માંહે દેખાડયાં ત્રણ ભુવન. ૧૭૨
અચરત માતા પામી મન માંહે, ધરે મુખ આંગળી કારણ કાંય. ૧૭૩
વળી મન મોહન મુકી તેં માયા, ભૂલી ગઈ ભામની ઘાળજી ડાહ્યા. ૧૭૪
કુંવર કહી કામની હેતે હુલાવે, જસોમતી જાણીને લાડ લડાવે. ૧૭૫

એક દન ભરી ગોરસની ગોળી, ધુતારા તેં ધાઇને નાંખીતી ઢોળી. ૧૭૬
અનુખળે અંતર જામી ખંધાયા, કોણે તમે કાનજી નવ કળાયા. ૧૭૭
મોળ્યા તમેં જમળા અરજુન જયારે, અચરજ પામ્યું હરી સૌ ત્યારે. ૧૭૮
પુરાં તારાં પ્રાક્રમ પ્રાણજીવન, વાહી જઇ મોરલી વૃંદાવન. ૧૭૯
વ્યાકુળ કીધી તેં વ્રીજની નાર, તજી ઘર નીસરી ગોકુળ બહાર. ૧૮૦
એકે પહેર્યાં અવળાં આભ્રણ અંગ, તેને લાગ્યો રસીઆ સાથે રંગ. ૧૮૧
એકે ઓઢયો ચણીઆ પહેર્યા ચીર, ભુલી ગઇ મહી વલોવ્યાં નીર. ૧૮૨
એકે આંજયું નયણે સિંદુર સાર, કાજળે માંગ ભર્યો નિરધાર ૧૮૩
એકે પહેર્યું કરનું કંકણ કાન, તજી ઘર નીસરી રડતી રાન. ૧૮૪
એકે વાછરૂ ને વરાંસે ગોપાળ, પોતાનું તાણી બાંધ્યું બાળ. ૧૮૫
પ્રભુ સહુ આવી તમારી પાસ, અબળા જાણીને પુરી આશ. ૧૮૬
ખરી રજની કરી ખટ માસ, ગોપીઓ રંગે રમાડી રાસ. ૧૮૭
માર્યા તેં દૈત્ય અનેક અપાર, પ્રભુ તારો કોય ન પામે પાર. ૧૮૮
માસીનો કાઢયો વિઠલ વંશ, મોહન તેં માર્યો મામો કંસ. ૧૮૯
મુકાવ્યાં માત પિતા પરિવાર મારે તો વિઠલ તાહારી વહાર. ૧૯૦
બુદ્ધા રૂપ ધરીને બેઠા ધીર, પામે દુઃખ સંસાર શ્યામ શરીર. ૧૯૧
હરિ બુદ્ધિ લોકો તણી હરી લીધી, ઘણી દુર બુદ્ધિ દયાળજી[1] દીધી. ૧૯૨
કહો કોઈ કૃષ્ણ કથા રસ ગાતું, કહો કોઇ દેવ દરશન જાતું. ૧૯૩
કહો કોઇ સંતની સેવા કરતું; કહો કોઈ ધ્યાન હરીનું ધરતું. ૧૯૪
કહો કોઇ આચાર શુદ્ધ રહેતું, કહો કોઇ કુડ કપટ ન લેતું. ૧૯૫
કહો કોઇ ધર્મને મારગ ધાતું, કહો કોઇ રૂડે રાંક ન થાતું. ૧૯૬
કહો કોઇ કરતું વિપ્રની સેવા, કહો કોઇ ટળવળતું દાન દેવા. ૧૯૭
કહો કોઈ ભૂખ્યાનું મોં નવ જોતું, કહો કોઇ મુઆને આમ ન રોતું. ૧૯૮
કહો કોઇ જાણીને બોલતું જુઠું, કહો કોઇ લેવાતું રૂડું અરૂડું. ૧૯૯
કહો કોઇ ગાયને ગાળ ન દેતું, કહો કોઇ કલ્પ્યું દાન ન લેતું. ૨૦૦
કહો કોઇ કાયર થાતું ન ત્યારે, કહો કોઇ વળવળતું નહિ વારે. ૨૦૧
પહેલાં એવું સત્ય હતું મારા સ્વામી, હવે અતિ લોપાયું અંતર જામી. ૨૦૨
આવો કળીકાલ કલંકી કર્યો છે, વાધ્યો દુરીજન ને સંત ડર્યો છે. ૨૦૩
દેવ દરશન ગયાં ડપટાઇ, મોટા સિદ્ધ છાના રહ્યા છે છપાઇ. ૨૦૪
હરિ ધર્મ કર્મ ઘટીને ગયું છે, હવે કહો સંસારમાં શું રહ્યું છે. ૨૦૫

---

૧ દયાળજી.

પીડાય છે પંડિત વેદ પુરાણી, પીડાય છે સુંદરી સારંગ પાણી. ૨૦૬
પીડાય છે ગાય ગોપીનાથ ઘણું, મારે ઓઠું ત્રિકમ છે તમતણું. ૨૦૭
પીડાય છે પ્રભુ પ્રજા તમારી, વાલા કાંઇ મન જુઓને વિચારી. ૨૦૮
જુગ માંહિ જુઠ મંડાણી છે આઝી, નથી કોઇ રામના નામથી રાજી. ૨૦૯
અધર્મી અન્યાય કરે છે ઘણેરો, થયો આવા ઓછેરો કંટકો કેરો. ૨૧૦
કરે ખળવિદ્યા ને ખોટાઇએ ચાલે, તેને સહુ અદકી ઉપમા આલે. ૨૧૧
અંધા ગયા ઘર ધંધો માંહિ ભુલી, બગાડે છે બાપડા કોગટ ફુલી. ૨૧૨
ઉંધા વળી અનેક અહંકાર આણે, જીવ્યા તણી જુગત કાંઇ ન જાણે. ૨૧૩
કરે મન મોટાઇ મુરખ મહાલે, કંઇ કર્મ હીણા ચતુરાઇએ ચાલે. ૨૧૪
કંઇ કુટી મુઆ કળજુગ માંહે, કરો હવે કિરપા કાનજી કાંય. ૨૧૫
હું તો મહા રાંક છું રાંક છું રામ, આવ્યો શર્ણ ઉગાર સુંદીર શ્યામ. ૨૧૬
કઠણ ન થઇએ કળજુગ માંહે, હવે પ્રભુ બુડતાં ઝાલીએ બાંય. ૨૧૭
પટંતરો ભાગીએ પ્રાણજીવન, મનાવીએ મોહન મારૂં મન. ૨૧૮
કશો ભેદ રાખીએ નહિ ભગવાન, દરશન કેરૂં દીજીએ દાન. ૨૧૯
હવે કેમ ચાલે ચતુર્ભુજ મારે, તમ વિના સંસારમાં કોણ તારે. ૨૨૦
માટે દયા કરીએ દીન દયાળ, ભલી તારી ભુધર લાધી ભાળ. ૨૨૧
આવો આવો અંતરજામી આઘે, આલિંગન દીજે જેથી દુઃખ ભાગે. ૨૨૨
મારા સમ જો કાંઈ મન વિચારો, ઘડી ઘડીનો છું ગુનેગાર તારો. ૨૨૩
અધુરાંના અવગુણ હોય અનેક, પુરા હોય તે ચિત્ત ચોરે ન રેખ. ૨૨૪
છબીલાજી છોરૂ કછોરૂ થાય, માટે કેમ પોતાની મા પલટાય. ૨૨૫
વાલા મારા મને ઘણો વિશવાસ, ઉમેદ છે અદકી પુરીએ આશ. ૨૨૬
આશા ભંગ કરીએ નહિ કૃપાળ, દરશન દીજીએ દીન દયાળ. ૨૨૭
હવે કેમ વિઠ્ઠલ વહેરો થાય, તમ વિના દિન દોહલડા જાય. ૨૨૮
મોઘા થઇ રહીએ નહીં મન મોહન, સામું જુઓ સ્વામી છું સેવક જન. ૨૨૯
કાલાવાલા કરે બિચારો બાળ, દયા નથી આવતી દીન દયાળ. ૨૩૦
ભક્તોની ભીડે ભુધર તને ભીડ, ભક્ત પીડાયે ઘણી તને પીડ. ૨૩૧
ઉગાર્યા તેં અનેક જન અપાર, અમારે તો વિઠ્ઠલ તહારી વાર. ૨૩૨
મુકાવ્યો મગરે ગૃહ્યો કર્યો ગજ, તેની ચિંતા કરી તેં ચતુર્ભુજ. ૨૩૩
અણવણે[1] પાયે ધાયા પરિબ્રહ્મ, આપ્યું વૈકુંઠ તેનું કેવું કર્મ. ૨૩૪
ધ્રુવને અવિચળ આસન આપ્યું, તેં દાસનું દુઃખ દારિદ્ર કાપ્યું. ૨૩૫

૧ અણવણ–ઉઘાડા.

સુધનવા ઉગારીઓ અંતર જામી, તાતું તેલ ટાઢું કર્યું સત સ્વામી. ૨૩૬
પ્રભુજી પ્રહલાદ ભગત તમારો, રાખી લાજ નાથજી રહ્યો તું ન્યારો. ૨૩૭
ચંદ્રહાસને કૃપા કહાન કીધી, વિષ ફેડીને વિષયા નાર દીધી. ૨૩૮
અધર્મી નહિ કોઇ અજામેળ જેવો, ગુણકાનો સંગી અજ્ઞાની એવો. ૨૩૯
થયો અંત કાળ આવ્યા જમ જયારે, પોતાનો બાળક બોલાવીઓ ત્યારે. ૨૪૦
ધાએ તું નારણીઆ કુંવરને કહ્યું, તેતો કેમ અંતર જામી તેં લહ્યું. ૨૪૧
આવ્યો અણુ તેડયો ધાઇ મળ્યો ધીર, આપ્યું તેને વૈકુંઠ શ્યામ શરીર. ૨૪૨
આખે ધાતો હીંડે તું મોટો છે માવે, મારે વારે શું અલ્યા આળસ આવે. ૨૪૩
હું તો હરિ હેત કરીને બોલાવું, તું અંતર જામી કંઇ તેડયો ન આવું. ૨૪૪
પાંડવોની પુંઠ રડવડયો રાન, મારૂં કહ્યું કયાં નથી સુણતો કાન. ૨૪૫
અરજુનનો રથ આપે તેં ખેડયો, અનેક ઠેકાણે ગયો અણુ તેડયો. ૨૪૬
ઘણા કાલાવાલા કરૂં છું હું કામી, હૈયે તારે દયા નથી મારા સ્વામી. ૨૪૭
પ્રભુ દ્રુપદીની તમે પત રાખી, સકળ લોક જાણે સુરી નર સાખી. ૨૪૮
નવસે નવાણું પુર્યાં ચીર કોરાં, કીયાં કહુ પ્રાક્રમ ત્રિકમ તારાં. ૨૪૯
મુજ ભણી મેટ કરો હવે મહાવા, કહાનજી કઠણ થયા છો શું આવા. ૨૫૦
મેલો આમળો મનનો મોરારિ, આણે સમે આવી પુરો આશ મારી. ૨૫૧
આવ્યું શર્ણ તેને છેહ કેમ દીજે, મળયાં સુ કહાનજી કપટ ન કીજે. ૨૫૨
પ્રભુ થાઓ પ્રગટ આનંદ આણી, મને દાસના દાસનો દાસ જાણી. ૨૫૩
વિલંખ ન કીજે કહાનજી કાળા, આવી આપ દર્શન નંદના લાલા. ૨૫૪
પૂર્વ જનમની પ્રીત સંભાળો, હવે મુજ સામું ભુધર તમે ભાળો. ૨૫૫
પ્રીતે પરિબ્રહ્મ ગોકુળ ગાય ચારી, પ્રીતે ગોતમની અહલ્યા ઉધારી. ૨૫૬
પ્રીતે પુરૂષોત્તમ પાંડવ તાર્યાં, લાખાગૃહ માંહેથી આપે ઉગાર્યો. ૨૫૭
પ્રીતે પુરણાનંદ રહ્યા છો રાજી, વિદુરને ઘેર આરોગીઆ ભાજી. ૨૫૮
પ્રીતે વસુદેવના પુત્ર કહેવાયા, પ્રીતે મન માણસની ધરી કાયા. ૨૫૯
પ્રીતે જસોદાજીને ઘેર પધાર્યા, ગોપી ગોપ ગોવાળ આપે ઉધાર્યા. ૨૬૦
તારી ગત ન્યારી છે સારંગપાણી, પ્રીતે કુબજાજી કરી પટરાણી. ૨૬૧
પ્રીતે બળીને ઘેર જાચવા ગયા, પ્રીતે પ્રભુજી પોળીઆ થઇ રહ્યા. ૨૬૨
પ્રીતે સુદામાનું દારિદ્ર ભાગ્યું, પ્રીતે દરશન હું મોહન માગું. ૨૬૩
પ્રીતે નરસઇઆને આપીઓ હાર, મામેરૂ પુર્યું વળી લાગી ન વાર. ૨૬૪
પ્રીતે નામદેવનું છાપરૂં છાયું, દુનીયામાં કોણ ગણે તને ડાહ્યું. ૨૬૫
જેદેવની આશ પ્રભુ પુરી પાડી, મુઇ નાર તેં જગદીશ જીવાડી. ૨૬૬

મીરાંબાઇનું વિષ અમૃત કીધું, દર્શન દીન દયાળજી દીધું. ૨૬૭
મારે વારે કેમ કરે કઠણાઇ, પ્રભુ પ્રીતની પેર હવે જણાઇ. ૨૬૮
પડે કામ તારે પુરૂં પરખાય, અધુરે રસાળાં અમથાં ઢોળાય. ૨૬૯
જેને વીતી હોય તે તો જીવ જાણે, અજાણ્યું મનમાં અહંકાર આણે.૨૭૦
પ્રીતે સુખ નથી પલક મને પડતું, જેને રંગ લાગ્યો તે તો રહે રડતું. ૨૭૧
હીડંતાં હાલંતાં પ્રભુજી પોકારૂં, જાગંતાં સુવંતાં ધરૂં ધ્યાન તારૂં. ૨૭૨
આવી મળો જયારે ભાગે દુઃખ ત્યારે, વાયદે ગાયદે મને કયાં તું મારે. ૨૭૩
મુકીદે મોહન મનનો ગાયદો, હવે મારા વાલા વટે છે વાયદો. ૨૭૪
તને દયા કયાં નથી ઉપજી આપે, હું તો રહ્યો વળગી જુગદીશ જાપે. ૨૭૫
ભુંડા તે તો ભીડ ભગતોની ભાગી, મારે વારે વિઠ્ઠલ કાં વાર લાગી. ૨૭૬
બોલ બાપજી મેં શું તારૂં બગાડયું, ચાલે નહિ દન વાહી વર્ષ કાઢયું ૨૭૭
ગરીબ છું ગોવિંદ જો મુજ સામું, મહા રાંક થઇને ચરણે શીષ નામું. ૨૭૮
કઠણ કેમ થયા કળી જુગ માંહે, હવે ભેદ રાખોમાં કાનજી કાંય. ૨૭૯
પડે ચુક ચાકરીમાં જો કહેવાય, તોહે મારો નાથ નગણ કેમ થાય- ૨૮૦
તારો જીવ છું હરિ હું અપરાધી, આવ્યો શર્ણ ત્યારે બાવા રાખ બાધી. ૨૮૧
બાંધી મુકી લે લાખ દુર દેખાડે, ભાગે તોલ તેનો આગળથી ઉઘાડે. ૨૮૨
માટે થશે જાહેર કે વેળ જાણો, બાલાવ્યો બોલું છું રખે રીસ આણો. ૨૮૩
નહિ લાજ રાખું હવે લાલ તહારી, આણે સમે આવી પુરો આશ મારી. ૨૮૪
આવ્યું શર્ણ તેને છેહ કેમ દીજે, મળ્યા સું કાનજી કપટ ન કીજે. ૨૮૫
ઉઘાડું છું આપ નીકર આવ વહેલો, ઘણો મેં પટંતરો રાખ્યો છે પેલો. ૨૮૬
તુંતો મહા ઠગ દીસે છે ઠગારો, અધર્મી અકર્મીને માણસ મારો. ૨૮૭
દુરીજન દુષ્ટ દુરમતીદારો, વધારો ઘટારો આવડો અટારો. ૨૮૮
અહંકારી ભંકારી સંસારી સવળો, વિહારી બિહારી અહારી અવળો. ૨૮૯
વંદાણી વસાંણી રસાંણી તુંરૂડો, પ્રત્યક્ષ પાપી કિરતાર કુડો. ૨૯૦
હણી માતા હાથે ગણી નવ હત્યા, બ્રહ્મ રાક્ષસનો કાઢયો નાશ સત્યા. ૨૯૧
મોહન મારી માસી વળી મામો કંસ, કાળા કોરવોનો કાઢયો તેં વંશ. ૨૯૨
અભિમન્યુ ભાણેજ પોતાનો કહાવ્યો, ચતુર્ભુજ તેને ચક્રાવે ચઢાવ્યો. ૨૯૩
ધર્યું રૂપ ઉંદરનું કુડ કીધું, કરડયું નાદ મરણ તણું દાન દીધું. ૨૯૪
રહ્યો તું કુટુંબ કબીલો કરીને, છપન કોટી જાદવ માર્યા મરીને. ૨૯૫
જરાસંઘ જાચ્યો જઇ જુગદીશ, માગી લીધું જુદ્ધ રાખી મન રીશ. ૨૯૬
ભીમસુ ભડાવ્યો કવચ હરીને, માર્યો રાજા એમ કપટ કરીને. ૨૯૭
એવાં પ્રભુ પ્રાક્રમ છે તારાં પુરાં, થોડાં કહ્યાં અનેક રહ્યાં અધુરાં. ૨૯૮

દિન દિન પ્રત્યે મહારૂપ માંડે, એક લખ ભાગે સવા લખ જોડે. ૨૯૯
એમાં તને અડતું નથી એક કર્મ, મોટા મેં તો તારો લહ્યો નહિ મર્મ. ૩૦૦
સાચું કહેતાં સ્વામી રખે રીસ ચઢતી, તારી વાત એક નથી મને જડતી. ૩૦૧
વળી કહેશો વાલા કેમ રહું છાનો, મારૂં કહ્યું મોહનજી તમો માનો. ૩૦૨
બળતો બોલું છું નથી બાકરાઇ, મહારાંકમાં રાંક છું રઘુરાઇ. ૩૦૩
વિલમ ન કીજે વાલા વાર લાગે, મહાદીનથઇ દાસ દરશન માગે. ૩૦૪
ભુંડા ગયો ભુલી શકે સુખવાસો, જો જો જગદીશ અહંકારમાં જાશો. ૩૦૫
અનાથ સંઘાથે અહંકાર ન કીજે, દરશન દીન દયાળજી દીજે. ૩૦૬
પ્રભુ પંડમાં થકી પ્રગટ થઇએ, દર્શન દેઇને રંગમાં રહીએ. ૩૦૭
નથી વેગળો નાથ નેડો મેં જાણ્યો, ઘટમાંહિ ગોવિંદ વેદે વખાણ્યો. ૩૦૮
રૂડા રામ રૂડી રચના તેં કીધી, થોડામાં ઘણી ઇમારત લીધી. ૩૦૯
પાંચે તત્વ પુરાં તેના પાંચ રંગ, ખટ ચક્ર અષ્ટ કમળ એક અંગ. ૩૧૦
પીત પૃથવી તોય શ્વેત સવેતાં, શ્યામ વરણ આભ તેજ રંગ રાતાં. ૩૧૧
નીલાં પવન એ પાંચ તત્વ પુરાં, પાંચ પચવીશ એમાં નહિ અધુરાં. ૩૧૨
નવલનાર સાથે નવલ નેહ કીધો, પળ પળનો રસ પ્રભુ તેં પીધો. ૩૧૩
ઇંગલા પીંગલા સુષુમ્ણાની સંગે, રૂડી રીત જાણી રમ્યા રાજ રંગે. ૩૧૪
ભજન અજપા ભલુંનિત્ય થાય, એકવીસ હજાર ખટસેં જપાય. ૩૧૫
ગડડડ નોબત અંબાર ગાજે, ઘણુણુણ ઘંટા અનહદ વાજે. ૩૧૬
કણુણુણ કંકણી ઘુઘરી ઘોર, મોહ્યા મૃગ બોલે બપૈયા ને મોર. ૩૧૭
ઠણુણુણ નેપુર માંહે ઠમકે, ઝણુણુણ ઝલરી જયોત ઝમકે. ૩૧૮
મધુરી મોરલી બાવા માંહે બોલે, સુણી શેષ નાગ મોહી મન ડોલે. ૩૧૯
મોહ્યા મોહ્યા મોટા મુનિવર ધ્રુન, સપ્ત નાદ વાજે સોહામણા સુણ. ૩૨૦
વેતી રહી જુમનાં જુક્તિ તારી જાણી, રૂંધાયો પવન પલાય ન પાણી. ૩૨૧
દ્વાર દેવાયાં દરશન દીધાં, કહે છે પ્રભુ કારજ સઘળાં સીધાં. ૩૨૨
એમ નહિ માનું હે અંતરજામી, કરો વાત પ્રગટ કાનડ કામી. ૩૨૩
આવો આવો મળીએ આલિંગન દીજે, સ્વામી સેવકનું મન ત્યારે રીઝે. ૩૨૪
પટંતરો ભાગ પ્રભુ શો પરદો, મને કહીએ માગ હવે શો હરદો. ૩૨૫
દાતાર હોય તે કરપી ન થાય, ઝાઝું કહેતાં જાચકનું પણ જાય. ૩૨૬
નથી લોભ કરતો પ્રભુ પાય લાગુ, થોડુંશુક દર્શનનું દાન માગું. ૩૨૭
એટલે રળીઆત થયો છું રાજી, નથી જક કરતો જગદીશ ઝાઝી. ૩૨૮
તુંતો આપે એવો મહા સત્યવાદી, નથી માગવા જોગ હું અપરાધી. ૩૨૯
મોટા પાસે માગવું સોંપીને શીષ, મનમાં જાણે જે રખે કરે રીશ. ૩૩૦

જીભ્યા કેમ ઉપરે ઝાઝેરૂં કહેતાં, માટે માગું દર્શન લેતાં અલેતાં. ૩૩૧
પ્રભુ થાઓ પ્રગટ પ્રત્યક્ષ દેવા, સ્વામી તારી એકે ન જાણું હું સેવા. ૩૩૨
ન જાણું ભુધર ભજન ભલાઇ, ન જાણું પૂજા અર્ચા ગુણ ગાઇ. ૩૩૩
ન જાણું પ્રણામ પુર્ણાનંદ પુરો, ન જાણું આચાર અજ્ઞાન અધુરો. ૩૩૪
ન જાણું વિવેક વિચાર વિશાળ, ન જાણું ગુણ અવગુણ ગોપાળ. ૩૩૫
મહામુઢ છું મન મહેર કરવી, ચતુર્ભુજ ચિત્તમાં ચિંતા ધરવી. ૩૩૬
વચન છબીલા કહું એક છેલ્લું, હવે વાલા તને હું વીલો ન મેલું. ૩૩૭
પ્રભુ આવ્યો પાસે રહ્યા તારી આશે, દર્શન માગ્યું રણછોડ દાસે. ૩૩૮
પ્રણામ પ્રણામ પ્રત્યક્ષરૂપ તને, આવી આપ દર્શન મોહન મને. ૩૩૯
હવે સ્વામી સેવક શું ભેદ શાનો, પટંતરો ભાગો મારૂં કહ્યું માનો. ૩૪૦
મહાસુખ થયું ખાવા મને ખારે, કેવળરસ ગાઇ આવ્યો શર્ણે તારે. ૩૪૧
જો જો હરિ હવે હસારત થાશે, નથી વાંક મારો તારૂં બરદ જાશે. ૩૪૨
હું તો કાલાવાલા કરી કરી થાકયો, આવી આપો દર્શન કે મુખ ના કહો. ૩૪૩
નકારો કરશો તો કોઇ નહિ માગે, દાન આપતાં આવડું દુઃખ લાગે. ૩૪૪
લાલાજી મેં લાલચ નથી મેલાતી, કાળા કાઢી નાંખ કપટની કાતી. ૩૪૫
અવંક થઇને શું આમ રહ્યો છે, મારે વારે નાથ નગણ થયો છે. ૩૪૬
હેતનું વચન હરી રાખો હૈયે, મીઠું કરો માનો કડવું જો કહીએ. ૩૪૭
દરદીઓ હોય તે દરદ પોકારે, નરૂં નાથ તેને મરડી કેમ મારે. ૩૪૮
મુકો મનનું કુડ મોહન મીઠા, દયા કરી ત્યારે દયાળજી દીઠા. ૩૪૯
કેવળરસ ગાઇ પામું મોજપુરી, હવે રાખવી નહિ આશ અધુરી. ૩૫૦
થોડે ઘણું કરી માનો મારા સ્વામી, પ્રણામ પ્રણામ તને શીષ નામી. ૩૫૧
સાચે મને સ્વામી કરૂં તારી સેવા, પ્રણામ પ્રણામ નિરંજન દેવા. ૩૫૨
અણાવું પૂજા બીજું કાંઇ ન બુજું, પ્રણામ પ્રણામ પુર્ણાનંદ પૂજું. ૩૫૩
સુખડ કેસર સુંદીર સાર, પ્રણામ પ્રણામ તને નિરાકાર. ૩૫૪
કંઠે પુષ્પના આરોપું હાર, પ્રણામ પ્રણામ તને કિરતાર. ૩૫૫
વિવેકે વધાવું મોતી ભરી થાળી, પ્રણામ પ્રણામ તને વનમાળી. ૩૫૬
એમ કરૂં પૂજા પુરો આશ મારી, પ્રણામ પ્રણામ ગોકુળ ગાયચારી. ૩૫૭
ચતુર્ભુજ ચરણે આપો મને વાસ, ગુરૂ પ્રતાપે કહે રણછોડદાસ. ૩૫૮



## પ્રભાત સ્તવન.

૧.

કૃષ્ણનું નામ તે સદાય શિરોમણી, કૃષ્ણના નામથી કામ થાય;
કૃષ્ણના નામથી કોટિ કલ્યાણ છે, કૃષ્ણના નામથી પાપ જાય. ૧
કૃષ્ણના નામથી અગ્નિ બાળે નહિ, કૃષ્ણના નામથી જળ ન બોળે;
કૃષ્ણના નામથી ઝેરને જીરવે, અનેક વિઘન હરિનામ ઓળે. ૨
કૃષ્ણના નામથી કર્મ લાગે નહિ, કૃષ્ણના નામથી ધર્મ વાધે;
રણછોડ કહે ભજો કૃષ્ણના નામને, નામથી શ્યામ નીજધામ લાધે. ૩

૨.

સાર સંસારમાં નામ નારાયણનું, કામ પુરણ કરે ભ્રમ ભાગે;
જે મન ચિન્તવે તે હરિ હાભણે, જો જપે જીવતો લંક લાગે. સાર. ૧
એવા હરિ રસ તજીને શું વિપરસ વર્ણવો, ધર્મને મેલી કયાં કર્મ કીધું;
તજી કરી રત્નને કોડીને દોડીઓ, તજી અમૃત શું ઝેર પીધું. સાર. ૨
જાપ આપે તરે પાપ પ્રલય કરે, બાપ તું બંદગી બોલ સાચી;
મર્મની વાત તે માંહેલો માનશે, કર્મની વાત તે સર્વ કાચી. સાર. ૩
કોટી જગન કરે ફરતાં તિરથ ફરે, તપ ધરે વન જઇ વેદ બોલે,
રણછોડ કહે ભજો રામને રંગમાં તેટલું નહિ એક નામ તોલે. સાર. ૪

૩.

નામનું મહાતમ જે કોઇ જાણશે, આણશે આત્મા માંહે એવું;
નામ ત્રિલોક મણી નામ ત્રિલોક ધણી, ત્રિલોકમાં નહિ નામ જેવું. નામનું. ૧
અધમ ઉદ્ધારણ ભવ જળ તારણ, કારણ રૂપ કહો નામ કેવું;
નામથી ત્રિવિધ ટળે પાતક પરજળે, અકળ કો નવકળે નામ લેવું નામનું. ૨
નામની આશ વિશ્વાસ જે રાખશે, નામનું તાન તે નવ તૂટે;
રણછોડ નામથી કામ પુરણ થશે, નામથી માયાના પાસ છુટે. નામનું. ૩

૪.

જાગતું જાગતું જાગતું જીવડા, દીવડા પ્રગટે દીવ્ય સુઝે;
તિમિર મટાડ તું તાહરા ઘર તણું ઘણો ઘણો તાપ સંતાપ બુઝે. જા૦ ૧
વસ્તુ અમુલખ ઓરામાં વિસરી, નિસરી બહાર શું બુમ પાડે;
મેલીને હીરલા માણેક મર્મના, કર્મના હીણ શું કાચ કાઢે. જા૦ ૨

હજુ તને કામના કામની કામસુ, નથી તને નામસુ નેહ લાગ્યો;
આવ્યો 'તો ત્યારે શું લાવ્યો' તો આંધળા, જઇશ ત્યારે નરાતાર નાગો.જા૦ ૩
ચેત તું ચેત તું ચેત તું ચિત્તમાં, સંતમાં રહે અલ્યા સત્ય જાણી;
રણછોડ કહે ભજો રામને રંગમાં અંગમાં અધિક ઉલટ આણી. જા૦ ૪

૫.

ઉઠતું ઉઠતું ઉંઘતો આળસુ, અંધના ધંધમાં કેમ સુતો;
આજ તું આવડો વૈભવ ભોગવે, કહે મને આગે તું કોણ હતો. ઉ૦ ૧
મુરખ મનખો નહિ મળે ફરી ફરી, કરી કરીને તેં શું કર્મ કીધું;
મહાદુઃખ વેઠીને દળ કર્યું દામનું, રામનું નામ તેં શેં ન લીધું. ઉ૦ ૨
મરણનો ભય અલ્યા મુઢ માથે ઘણો, કહે તને નેહે શી નીંદ આવે;
મુઆં જે માનવી આંખો આગળ થકી, એ દુઃખે અન્ન તને કેમ ભાવે. ઉ૦ ૩
આયુષ્ય ઓછાં તણું જાન જોતાં ઘણું, જે દમ જાય તે કેમ થાય;
રણછોડ કહે ભાઈ ભાગ્ય તેનાં ભલ્યાં, હરિ તણા ગુણ જે હેતે ગાય. ઉ૦ ૪

૬.

ધુળ મળ્યા કંઇ અંધના ધંધમાં, તારા બંધમાં બાંધ્યા તે કેમ છુટે;
અમૃત નામ તજી. કરી આંધળા, પ્રગટ પહાણીઆ મર્મ કુટે. ધુ૦ ૧
જુઠડી માયાને જાળવે ચાળવે ભાળવે ભોમને અતિ ઉંડું;
મેલીને જાય છે કહો કોણ વાય છે થાય છે ભુતને મુખે ભુંડું. ધુ૦ ૨
આ મારૂં આ મારૂં મુખથી ભાખતી, નાંખતા નહિ કોને જીવ જાણી;
છેલ્લે વારે તેનો છેડો છોડી ગયા, પાવતા નહિ કોને ટાંક પાણી. ધુ૦ ૩
સંતની સંગતે મહાસુખ ઉપજે, દેહીનાં દુઃખ તે દુર નાસે;
રણછોડ કહે ભજો રામને રંગમાં, સંતના સંગમાં બ્રહ્મ ભાસે. ધુ૦ ૪

૭.

સંતના સંગમાં જે રહીએ રંગમાં, તો થઇએ જીવન મુક્ત જેવા:
કર્મનો કાકરો ભાગી ભુકો થશે, આચરો અનુભવ સંત સેવા. સં૦ ૧
સંત વિના નવ પ્રભુજીને પામીએ, નામીએ સંતના શિશ સામું;
સંત ત્યાં શ્યામ છે શ્યામ ત્યાં સંત છે, સેવતાં સેવતાં પાર પામું. સં૦ ૨
સંતનું નામ તે સદાય શિરોમણી, જેને મારા પ્રભુજીસુ બહુ બણી;
સંસાર સાગર માંહે સેજે તરે, જો કરે સેવના સંત તણી. સં૦ ૩
સંત પીડાય ત્યાં ધાય હરિ ધસમસ્યા, દુર કરે દુઃખને સુખ આપે;
રણછોડનો સ્વામી સંત સામો રહે, ધન્ય ધન્ય એમ કહી સ્થિર સ્થાપે. સં૦ ૪

૮.

તું મારે માતને તું મારે તાતધ્રું ભ્રાત ભુધર વિના કોને ભાખું;
તું મારે દેવ ને તારી મારે સેવના, અવગુણ ગુણ તું સર્વ સાંખું. તું૦ ૧
તું મારે રિદ્ધિને સિદ્ધિ સંસારમાં તું મારી લક્ષનાં લાડ પાળે;
જેને જેવી ધારણા તેવે રૂપે તું રમે સર્વનાં શામળા મન વાળે. તું૦ ૨
ધીર ધણી તમે આદિ અંતે અમે, દાસના દાસનો દાસ કહાવું;
તું વિના મીઠડું મેં નવ દીઠડું, જે હરિ તેહને ચિત્ત લાવું. તું૦ ૩
ગુરૂ તણા જ્ઞાનમાં ધીરજ ધ્યાનમાં, પ્રેમ પયપાનમાં તુંજ પાયો;
પ્રીત પુરણ કરી વાત સર્વે ઠરી, રણછોડે રંગમાં તુંજ ગાયો. તું૦ ૪

૯.

તું કરે તે થાય હું હરિ શું કરૂં, કાન તું સાંભળે માન મીઠા;
રાજને નિરખતાં લાજ તે કેમ રહે, જે દીનના તમો દીવ્ય દીઠા. તું૦ ૧
તારા સુરતના નુરતની તાંત ને તુંબડી, જંત્ર કરી માંહે મંત્ર મેલ્યો;
વગાડયો તે વાગતો ગરજીને ગાજતો, અંગને ઉલટે રંગ રેલ્યો. તું૦ ૨
જીવને જંતુમાં વ્યાપક વિઠલા, આદિને અંતમાં તુંજ એવો;
તમારા મર્મને અમે શું જાણીએ, અમારા કર્મને દોષ દેવો. તું૦ ૩
જેમ રાખો તેમ રહીએ કવેધ્યું કોને કહીએ, દુખ સુખ કહીએ હરિ શીષ નામી;
રણછોડના સ્વામી રસિક મુગટમણી, અંતરની જાણો છો અંતર જામી.તું૦૪

૧૦.

રાખતુ લાજ મહારાજ આ કાળમાં, જાળ જંજાળમાં જીવ ઝુરે;
દીજીએ આશ નિરાશ ન કીજીએ, પીજીએ હરિ રસ પ્રેમ પુરે. રાખ૦ ૧
નોધારા જીવને આધાર આપીએ, થાપીએ દયાળજી દીન જાણી;
મેલશો તો મારી શી વલે વિઠલા, અવગુણ માહરા મન આણી. રાખ૦ ૨
સબળ સંકટ થયું આરે સંસારનું, ત્યારનું માન વિમાન માગે;
ભીડ ભક્તો ઘણી પીડ પામર તણી, જોઇ જદુનાથજી શેન જાગે. રાખ૦ ૩
માત ને તાત જો છોકરાં છાંડશે, તો જદુનાથજી કેમ જીવીએ;
રણછોડ રાંકનો વાંક કશો નથી, પ્રેમ રસ પાઓ તો પ્રેમે પીએ. રાખ૦ ૪

૧૧.

રાજની મોટાઇ રાજ તે રાખશો, દાસના અવગુણ અનેક હોય;
બાળની ગાળ તે માતને મીઠડી, માત તે નાથજી નગણ ન હોય. રાજ૦ ૧

ભક્તની ખરદાસ સદા હરિ તમે કરી, ભક્ત નહિ પણ ભક્ત કહાવો;
બળતાં જળતાં આરે સંસારમાં, શ્યામ તમારે હું શરણુ આવ્યો. રાજ૦ ૨
કામી ક્રોધી લાલચ ભર્યો લાલચું, આજ્ઞામાં ચાલ્યો નહિ એક વેળે;
ચાકરી ચોર થયો ગુનો મારો ઘણો થયો, મનમથ ચાલ્યો હું મારી મેળે.
રાજ૦ ૩
ધર થકી તમે ધણી અમારા મુગટમણી, ઘણી ઘણી વાતમાં વહાલ વાધ્યું;
રણછોડ કહે મારા કોડ પુરણ કર્યા, તારા ચરણ કમળનું મેં શરણ
સાધ્યું. રાજ૦ ૪

૧૨.

કહો મને કારણ શ્યામ સુંદર વર, આવડી વાર તે કયાંજ લાગી;
વાટડી જોતામાં વાણું વહી ગયું, આજની રાત અખંડ જાગી. કહો૦ ૧
કોણ મળી કામની ભાગ્યવતિ ભામની, વાતે વીલમાવીઆ વા'લે વા'લા;
તેહને હેતે બીજું ગયું વીસરી, શા હવે ઠાઠ કરો છો ઠાલા. કહો૦ ૨
પરો રહે પ્રાણપતિ મારે તારો ખપ નથી, જતી તારી જાણી ગતિ જે
જયાં હુતી. કહો૦ ૩
નયન નિદ્રાળવાં અરૂણ અજવાળવાં, કાયાની કાન્તમાં ભ્રાન્ત લાગી;
રણછોડના સ્વામી રસિક મુગટમણી, શું સમ ખાઓ હવે માન માગી.કહો૦

૧૩.

નહિ બોલું તમ સાથ નંદના નાનડા, આજ વા'લા તારી વાત મેં જાણી;
રસતણી રીત તું રાખી શકયો નહિ, પ્રીત વિના કોણ પાય પાણી. ન૦ ૧
આજ મને કોણે કહ્યું તમારે જે સ્થિર થયું, અમારે તે શોકનું સાલ સાલે;
તમારે તે ગુણ મળ્યું અમે કેમ જાય ખમ્યું, માનીતી થઇ મુખ આગે માલે.
લલોપતો મેલ મા'રો તુંજથી હું હવે હારી, હૈયામાં કપટ હરિ મોંના મીઠા;
કુંજની કુંજમાં અરણીને ઓલવે, રંગ ભેર રમતાં મેં દુર દીઠા. ન૦ ૩
પરાક્રમ જોઇને હું તરત પાછી વળી, કર્મને દોષ દઇ રોષ રાખ્યો;
રણછોડના સ્વામી રસિક મુગટ મણી, મુકયો કેમ જાય જે રસ ચાખ્યો ૪

૧૪.

આવો મારા આતમારામ અલબેલડા, તુમ વિના સુંદર સેજ સુની;
કયાં ગયા કયાં રહ્યા આમ ઉતાવળા, શે નથી બોલતા મુખ મુની.આવો૦ ૧
ઘેરી પહેરી ઘાટડી જોઇ તારી વાટડી, સજી શણગાર રહી બહાર ઉભી;
પંથ નિહાળતાં ભાવે શું ભાળતાં, ખાંત એકાન્તની જોવા ખુબી. આવો૦ ૨

હવે શું સુખ કરી હેતે હરિ હૈયે ધરી, લગનમાં મગન થઇ માને માલું.
મારાસમ તને કહું તુંજ વિના કેમ રહું, બીજું કાંઇ નથી મને વહાલે વાલું. ૩
ઉન્મદે આકળી વહે થઇ વ્યાકુળી, મન મારૂં તલપે આલિંગન દેવા;
રણછોડનો સ્વામી સેજે સધારીઓ, સુંદરી સંગ સંગ્રામ લેવા. આવો૦ ૪

૧૫.

હૈડાના હાર છો પ્રાણ આધાર છો, સુંદર સરસ છો શ્યામ સંગી;
રૂપનું રૂપ છો અતિશે અનુપ છો, અંગનું અંગ છો રસરંગી. હૈડા૦ ૧
વાલનું વાલ છો લાલના લાલ છો, માલના માલ છો ખ્યાલ ખ્યાલી;
નયનના નયન છો પ્રેમ સનેહી છો, લાલ તમારી મેં જોઇ લાલી. હૈડા૦ ૨
તન મન ધન છો જીવના જીવન છો, સજ્જન જન છો સુખ વરતી;
આનંદ કંદ છો પુરણચંદ છો, ભાવની ભક્તિમાં કીજે ભરતી. હૈડા૦ ૩
હેતનું હેત છો આપ ઉદ્યોત છો, સર્વ સચેત છો સ્વામી મારા;
રણછોડના સ્વામી રસિક મુગટ મણી, પુરણ પ્રકટી પ્રેમ ધારા. હૈડા૦ ૪

૧૬.

પ્રેમના પ્રેક્ષક પ્રેમ પુરૂષોત્તમા પ્રેમમાં નિયમ તે કેમ રહે છે;
પ્રેમ ઉલ્લાસમાં જે પડયું પાસમાં, પ્રેમનું લક્ષણ તેજ લે છે. પ્રેમ૦ ૧
મોટા મોટા મુનીવર ધ્યાન ધારણ ધરે, કરે તપ જપ ખપે દેહ દહે છે;
તેને તજીને ભજી વ્રિજ વિનતા વા'લમાં, કાનુડો કાનુડો નિત્ય કહે છે. પ્રેમ૦ ૨
નાવુ ને ધોવું આચાર વિચારમાં, ભાર અધિકારમાં ભાર વહે છે;
પ્રેમનું રહસ્ય તે કોઇક જન પામશે, શીખ સાટે ગુણવંત ગ્રહે છે. પ્રેમ૦ ૩
તન મન ધન તમે સર્વસ્વ માહરૂં, સ્થિર થયું એ બીજું સર્વ મહે છે:
રણછોડના સ્વામી રસિક મુગટમણી, પ્રેમનું ચારણું રસ દે છે. પ્રેમ૦ ૪

૧૭.

રહોને રસિક વર મીઠડા મોરલીધરા, આજ મારે મંદીર રંગ રમવા;
આવો એકાંત છે ખેલવાની ખંત છે, રતિ પતિ અતિ દુઃખ દે છે દમવા. રહો૦ ૧
મંદિર માહરૂં તે હરિ તાહરૂં, તન મન ધન તમ નિમિત્ત કીધું;
સર્વસ્વ સહિત સોંપ્યું મેં સોહામણા, જે દીનનું દર્શન દીધું. રહો૦ ૨

ચરણુની દાસ છું પુર્વની પાસ છું, આદ ને અંત છે આશ તારી;
લહેરોમાં મહેર તું કરને મનોહરા, વહાલા હું જાઉં વારીજ વારી. રહો૦ ૩

મારે ભેઠયાનો ભાવ છે દુર્લભ દાવ છે, લગ્ન લગાવ છે મગ્નમાંહે;
રણછોડના સ્વામી રસિક મુગટમણિ, છત્રના પત્રની રાખ છાંયે. રહો૦ ૪

૧૮.

દેખાડી તેં દીલભરી વા'લા શીદ વશ કરી, શાને મન માયા ધરી શું જ કરવા;
મોરલીમાં મન હર્યું કાંઇ તેં કામણ કર્યું, લગ્ન લગાવમાં ભાવ ભરવા. દેખા૦ ૧

લલચાણી તારે લારે હવે મને સૌ વારે, કયાં લગી બીહીવું બા'ર તારે કાજે;
કહો શું કહીએ કથી મૂકવાનું મન નથી, રતિ પતી દે દુઃખ અતિ દાઝે. દેખા૦ ૨

હવે તો હું હેતે હળી મન મારૂં રહ્યું મળી, ફુલી તો સફળ ફળી [illegible] ફુલે;
સિંચશો તો સુખ થશે વણ સિંચે સુકી જશે, પોશ તું રસ રખે ભાવ ભુલે. દેખા૦ ૩

મને તારો લાગ્યો રંગ અર્પણ કીધું અંગ, સંગે સુંદર વર સુખ પામી;
રણછોડના સ્વામી રસિક મુગટમણી, ચરણને શરણ રહી શીશ નામી. દેખા૦ ૪

---

## કકો.

---

કકા કારણ જાણે કોય, મર્મ ઘણેરો છે ઘટ માંહે;
અંતરમાંહે જોજે આપ, આપે થાય અજપા જાપ;
સાચું સમરણ કરતા સોય, કકા કારણ જાણે કોય. ૧

ખખા ખબર લેજે ખરી, શુન્ય મંડળમાં સુરતા ધરી;
સુરત નુરતનું કરજે નાવ, ધીરે ધીરે ધરજે પાવ;
એમ કરી ઉતરજે પાર, ખખા ખોટી વાત નિવાર. ૨

ગગા ગગનમાં ગરજે ઘણું, મન રાખે તું મળવા તણું;
મુકી દેજે માન ગુમાન, ધીરે ધણીનું ધરજે ધ્યાન;
નિત્ય પૂજે નિરંજન દેવ, ગગા ગુરૂની કરજે સેવ. ૩

ઘઘા ઘરમાં રચના ઘણી, હીરા માણેક મુક્તામણિ;
માંહે કળા કીરતારે કરી, વસ્તુ અગોચર ભીતર ભરી;
તિમિર મટાડો આપે તરો, ઘઘા ઘરમાં દીપક કરો. ૪
નના નાદની નૃત્યજ પડે, ગગન મંડળ નોબત ગરગડે;
ઘણણણ ઘંટા ઠણણણ થાય, વાગે અનહદ ગોપી ગાય;
તે જોવા તું કષ્ટે કાય, નના મુકીદે અન્યાય. ૫
ચચા ચૈતન્ય દેવ ઉપાસો, અખંડ વનમાં કરીએ વાસો;
અખંડ આરતી અખંડ રાસ, કો દરશન પામે વીરલા દાસ;
અખંડ લીલા એ રસ ગાઇએ, ચચા ચરણ ચતુર્ભુજ ચાહીએ. ૬
છછા છે એ એક અનેક, ભાત ભાતના કીધા ભેખ;
કીડી કુંજરમાં પરવર્યો, બ્રહ્મ એક પણ ભેખજ કર્યો;
કનક એક કુંડળ છબી ન્યારી, છછા છો તમે કુંજ વિહારી. ૭
જજા જુઠું બોલ મા જાણી, મુકી દેજે મીથ્યાવાણી;
ના જો નિંદા ન કરીશ કોની, મરમ જડે તો રહેજે મુનિ;
દુનિયામાં થઇશ મા ડાહ્યો, જજા જોજે નીકર વાહ્યો. ૮
ઝઝા નયન ઝરૂખે ઝાંખે, કરે આપ કોઇને શીર નાખે;
આપે કર્તા આપે સોય, આપે આપ જડે તો જોય;
આપ હેરાણા આપે ધારો, ઝઝા ઝીણી વાત વિચારો. ૯
નના દેવ નિરંજન નીરખો, સર્વ આત્મા જાણો સરખો;
ઘટ ઘટ માંહે વ્યાપી રહ્યા, તે કયમ જાશે અળગો કહ્યો;
પુરણબ્રહ્મ ભરપુરે ભર્યો, નના નામે નેડો કર્યો. ૧૦
ટટા મનની ટાળો ટેક, અંતર ગતમાં ભાળો એક;
જો જાણશે તો કયાં જશે, પ્રભુ પિંડમાં પ્રગટ થશે;
લખ્યો અક્ષર આવી મળે, ટટા તે કયમ ટાળ્યો ટળે. ૧૧
ઠઠા ઠરી રહ્યો ઠેકાણે, આદ્ય અક્ષરની જે ગત જાણે;
કહેણીએ કાંઇ કાજ ન સરે, રહેણી રાખે તે નર તરે;
આપે ઓળખો આત્મારામ, ઠઠા એ ઠરવાનો ઠામ. ૧૨
ડડા દુનિયા દેખી ડરીયે, શુન્ય મંડળમાં સાધન કરીએ;
મહા ભજનનો જાણે મર્મ, કાપે કોટી જન્મનાં કર્મ;
ખળ વિદ્યા મુકે ખોટાઇ, ડડા વાત કરજે ડાહી. ૧૩
ઢઢા ઢુંકડું દરશન દેખો, પૂર્ણાનંદને પાસે પેખો;

રખે વેગળો જાણે વીર, ધીરજ રાખી ધાજો ધીર;
ઉંડો અસમાને ચૂંપે ચઢો, ઠઢા ધણી છે ઢુંકડો. ૧૪
રેણા રહેણી રાખે જેહ, મહા પુરૂષ મેં જાણ્યો તેહ;
કંઇ કથની કથે અમૃતને ઠેર, કરણી લાગે કડવી ઝેર;
ખરૂં ઝાલ નહિ ચાલે ખોટું, રેણા જુગમાં મહેણું મોટું. ૧૫
તતા ત્રિકુટી તિમિર ટાળો, ભ્રમર ભુવન સામું ભાળો;
બહુરંગી બહુ રચના બણી, ઘર નાનું ગુરૂજી ગત ઘણી;
અંતર પટમાં જો અજવાળું, તતા ભાગી નાખે તાળું. ૧૬
થથા થંભે વળગ્યો રહે, પરનારી ચીતવજે ચેહ;
કરે ચેતના રહેજે ચૂંપે, વસ્તુ ધણી સર્વે સૂંપે;
જયારે લેખું માગશે લાલ, થથા ત્યાં શા થાશે હાલ. ૧૭
દદા દોરીની ગત જાણે, ત્રિભોવનમાં તે કોણ તાણે;
ખેલે પૂતળાં ખેલજ ખોટો, ખેલાવનારો છે મહા મોટો;
રંગે કરી છે જૂજવી જાત, દદા દોરી ધણીને હાથ. ૧૮.
ધધા ધામ સ્વરૂપને ધાઇએ, પ્રીતે પૂર્ણાનંદને પાઇએ;
હદ બેહદમાં હરીએ ફરીએ ધરણી ઉપર પાવ ન ધરીએ;
ગગન ઉપર ચઢી ગુણ ગાઇએ, ધધા ધીરજ રાખી ધાઇએ. ૧૯
નના નામ થકી છે નેડો, પ્રીતે કહાન ન મેલે કેડો:
જે આદ્ય નિરંજન સરખો કહાવે, પલક એકમાં પાસે આવે;
ટાળે કર્મ પ્રજાળે પાપ, નના નામ તણો પ્રતાપ. ૨૦
પપા પ્રગટયો પૂર્ણ નેહ, તે દુ:ખે દુર્બળ થઇ દેહ;
પ્રેમતણો મને પ્યાલો પાયો, રામ રંગમાં હું રીઝાયો;
આત્મ જ્ઞાને ઉંડો બેસો પપા પ્રેમ ગલીમાં પેસો. ૨૧
ફફા ફોગટ ફેરા ખાઓ, આ દુનિયામાં આવો જાઓ;
મરણ તણો જાણ્યો નહિ મર્મ વળગ્યાં કોટિ જન્મનાં કર્મ;
ગુરૂજીની ગત જાણશો જયારે, ફફા ફેરો ટળશે ત્યારે. ૨૨
બબા બહુરંગીને બુજો, પ્રીતે પૂર્ણાનંદને પૂજો:
પ્રથમ પ્રીછી લો મનમાંય, વળતું નથી કરવું કાંય:
ચાર ખાણમાં પૂરો ચૂંણ, બબા બોલે છે તે કોણ. ૨૩
ભભા બ્રહ્મનો જાણે ભેદ, અકળ રૂપ વખાણે વેદ:
જેનો બ્રહ્મા રૂદ્ર પાર ન જાણે, તે તારા મંદિરમાં માણે;
મુકીદે મનની મોટાઇ, ભભા બ્રહ્મ ચિનજે ભાઇ. ૨૪

મમા મહંત ગુરૂને મળીએ, ભાવે બ્રહ્મ લોકમાં ભળીએ;
માયામાંથી મન ઉતારો, આ છે ઉગરવાનો આરો;
શું લાલચમાં લપટાયો લોટું, મમા મનનું કારણ મોટું. ૨૫
જજા જોતમાં જોત મેળાવો, ફરી ફરી ગર્ભવાસ ન આવો;
પ્રેમ તણો રસ પ્રેમે પીજે, સાધુજનનીસેવા કીજે;
કોઇ મહા પુરૂષનું દર્શન થાય, જજા જીવ દશા તો જાય. ૨૬
રેરા રાંક થઇને ફરીએ, કોની સાથે વાદ ન કરીએ;
રામ રંગમાં ભીના રહીએ, આ દુનિયાના શબ્દ સહીએ;
જે કહે તેને કહેવા દીજે, રેરા રામ નામ તો લીજે. ૨૭
લલા લાલ તણી જો લીલા, કોઇ રંગ કાળા કોઇ રંગ પીળા;
કહી દેખાડે છે કવીશ્વર, પચરંગી છે પરમેશ્વર,
લેજે ઓળખી પાસે પાયો, લલા લોભમાં કયાં લપટાયો. ૨૮
વવા વણુજ કરજે વારૂ, સાગર તરશો શા બળ સારૂ;
ત્રિકમ નામે તુંબાં કરજે, અગાધ જગમાં એમ ઉતરજે;
જે જેમ આવ્યું તે તેમ જાશે, વવા વળતી શી ગત થાશે. ૨૯
શશા સમણું ગણુમાં સાચું, કામ કર્યું તે સર્વે કાચું;
યૌવનમાં તેં કાંઇ ન જોયું, આપ સ્વારથે સર્વે ખોયું;
શું મુર્ખ લેખે મુગતે મ્હાલો, શશા સીધે મારગ ચાલો. ૩૦
ષષા ખળથી ખાંપણ લાગે. સંત વિના કોણ ભ્રાંતજ ભાગે;
દુર્જન દુર્મતિ ઉપજાવે, અજ્ઞાનપણું દીન પ્રત્યે આવે;
રામ રંગમાં આપે ખેલો, ષષા ખળની સંગત મેલો. ૩૧
સસા શુન્યમાં સદાય રહીએ, કો આગળ એ મરમ ન કહીએ;
થઇ રહે ઝીણો નશેક નાનો, વસ્તુ છુપાવી રહેજે છાનો;
ચૌટે આવો ઢુંકે ચોર, સસા શીદ કરે છે શોર. ૩૨
હહા હદ મેલી નીસરજે, કહું બાપ બે હદમાં ફરજે;
નિર્ગુણ રૂપ નિરંતર નીરખો, જાણી હરિ હૈયામાં હરખો;
મારૂં મારૂં શાને કરવું, હહા હરિનું ધ્યાનજ ધરવું. ૩૩
સંતો શબ્દ બોલે તે સાચો, પંડ પોતાનો ગણવો કાચો;
ગુરૂ પ્રતાપે થઇ છે દયા, શ્રી અક્ષર સંપૂર્ણ થયા;
કક્કો કર્તા માંહે સમાયો, એ રસ રણછોડદાસે ગાયો. ૩૪

---

## વૃંદાવન મહાત્મ.

ઉત્તરખંડ આત્મ દશા ઉત્તમ બાંધી આશ,
રચી સભા રૂષિશ્વરે પ્રેમે કર્યો પ્રકાશ. ૧
અઠયાસી સહસ્ર મળી બેઠા મહા બુદ્ધિવંત,
કરે કથા હૈયે ધરે મોટા મુની મહંત. ૨
બ્રહ્મા બોલ્યા બ્રહ્મસુ વિસ્તારીને વાત,
ગુણ રહિત નિર્ગુણ સદા ગોપી ગોપીનાથ. ૩
સાઠ સહસ્ર વર્ષ સરસ તપ આચરીઉં ત્યાંય,
બીજ રજ વલ્લભ સદા મેં જાણ્યું મનમાંય. ૪
રાધાકૃષ્ણ રસભર્યા રંગે રમીયાં રાસ,
તે પગરજ પામ્યાં નહિ અંતરમાં રહી આશ. ૫
ગોપ ગોકુળ ગોપીએ જે કાંઇ ધાર્યો ધર્મ,
ભારે પદ બ્રહ્મા કહે કોઇ ન જાણે મર્મ. ૬
ભ્રગુ કહે બ્રહ્મા લહે સુણો પિતાજી વાત,
વૈષ્ણવ રજ પાવન સદા વેદ લગી વિખ્યાત. ૭
સ્વામિ સંદેહ પૂછતાં રખે કરતા રીસ,
ચરણ રજ ભક્તો તણી સુખે ધરીએ શીષ. ૮
ગૃહસ્થાધર્મ સ્ત્રી કર્મ ઉપર આહીર જાત,
શાસ્ત્રમાં શોભે નહિ જાત વિના શી ભાત. ૯
બ્રહ્મા કહે સુણો પુત્રતા પુરણ પાવન રૂપ,
નહિ આહીર નહિ સ્ત્રી એ છે સત્ય સ્વરૂપ. ૧૦
અર્થ અગોચર આદિનો ભ્રમે પડી છે ભૂલ,
નહિ હું નહિ શીવ શેષ શાઇ નહિ લક્ષ્મી સમતુલ. ૧૧
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં ચૌદલોક ચોખાણુ,
મહા માયાને વશ પડયું શીવ જીવ લગી જાણ. ૧૨
પ્રલય થાતાં પ્રકૃતિ રહેશે નહિ કાંઇ રેખ,
સુરીનર મુનિ સાગરા બ્રહ્મા રૂદ્ર શેષ. ૧૩
બ્રહ્મસદન કૈલાસપર વૈકુંઠનો વિસ્તાર,
ચતુર્ભુજ સર્વે સદા કોણ નર કોણ નાર. ૧૪
સકળ મનોરથ સૌ તણા પુરે પુર્ણાનંદ,
હર્ષ શોક વ્યાપે નહિ ઉધલતા આનંદ. ૧૫

એક સમે વિષ્ણુ વળી ધરવા બેઠા ધ્યાન,
અચરજ ઉપજ્યું લોકને કોને ભજે ભગવાન. ૧૬
પ્રીતે લાગ્યા પૂછવા વળી વિષ્ણુના જન,
કોને ભજે ભગવાનજી કોણ વિચાર્યું મન. ૧૭
અંતર જામી ઉચર્યા હૈયે વધારી હેત,
સુરત ધરીને સાંભળો સૌકો થાઓ સચેત. ૧૮
ઘરની ઇચ્છા ઉપની ઘરથી માંડયું ધ્યાન,
નીજ ધામને નિરખતાં પ્રેમે કરો રસપાન. ૧૯
લક્ષ્મી તો લેતાં નથી અક્ષરનો આવેશ,
સૌ મળી સમરણ કરે બ્રહ્મા રૂદ્ર શેષ. ૨૦
ચૌદ લોકની હદ વળી બેહદ ચાલી વાત,
ક્ષર અક્ષરની ઉપરે સાચું પદ સાક્ષાત. ૨૧
અક્ષરાતીત આનંદ ઘન સાર વસ્તુમાં સાર,
શુન્ય માયા ઓંકાર નિરાકારની પાર. ૨૨
સદા અખંડ ખંડીત નહિ પંડીત નવ લહે પાર,
સચ્ચિદાનંદ આનંદરૂપ વેદ ન લહે વિસ્તાર. ૨૩
ત્રિગુણ રૂપ શક્તિ સહિત ચાર સૃષ્ટિના સ્થંભ,
એનું સર્વે સર્વ એનું પડયું પ્રતિબિંબ. ૨૪
સૌ મળી સખીઓ વળી પુછે પાવન રૂપ,
તે હરિ અમને દાખવો જે છે સત્ય સ્વરૂપ. ૨૫
પોત પોતાની સ્તુતિ કરી મનસુ મેલ્યું મન,
વૈકુંઠ સખીએ નિરખીઉં અખંડ વૃંદાવન. ૨૬
ચારવેદ ચોંપે થયા અક્ષરથી ઉપાય,
વેદ તણી વાણી થઇ જાણીને ગુણગાય. ૨૭
અક્ષરે આરાધીઓ આણી આતમ જ્ઞાન,
વેદ કરી વિસ્તારીઆ ભેદાયા ભગવાન. ૨૮
બ્રહ્મા કહે સુણ પુત્રતા પુરણ બ્રહ્મની વાત,
અખંડ તણી કહું ઉપમા સાંભળજો સાક્ષાત. ૨૯
અખંડ પુરણ પ્રગટયું અસંખ્ય અર્ક ઉદ્યેત,
અખંડ અવની ઓપતી કનક તણી રજ રેત. ૩૦
અખંડ વન શોભે વળી વૃક્ષ તણા વિસ્તાર,

અખંડ ફળ ખંડીત નહિ અખંડ પુષ્પ અપાર. ૩૧
અખંડ પંખી અસંખ્ય ત્યાં બોલે શબ્દ રસાળ,
મોર સારસ ચાતૃકા મીઠા હંસ મરાળ. ૩૨
સરસ શબ્દ સુડા ભણે કોકિલ કરે કલોલ,
ચુગ ચુગ ચુગ ચરકલ કરે ભંગ તણા રંગ રોલ. ૩૩
પ્રીતે બોલે પંખીઓ પ્રેમે વળીઆ પુંજ,
લળી લતા તરૂવર તણી કોણ બનેલા કુંજ. ૩૪
કલ્પ વૃક્ષ કદમ ઘણાં મણા કશી નહિ માંહ,
સુખ પુરણ શીતળ સદા વંસીવટની છાંય. ૩૫
ફરતી ફુલી વાડીઓ ઉઘડતી પ્રફુલ્લ,
દ્રાક્ષ બીજોરી દાઢમી મેવાનાં નહિ મુલ. ૩૬
કેસર કેસુ ઉઘડયાં પાર જાતનાં વન,
આંબા જાંબુ જાયફળ સદા સોહાગી વન. ૩૭
કોમળ કપુર કસ્તુરી કયાં સુખડની સુગંધ,
બાવના ચંદન બહેકતા મલીઆગરના ગંધ. ૩૮
લવીંગ ચારોળી એલચી શ્રીફળ કાફળ સાર,
લીંબુ લક્ષ ફુલી લતા પાન પદાર્થ ચાર. ૩૯
જાઇ જુઇ માંહે મોગરા ચંપક કેળી સ્થંભ,
ઘણું વન શોભે ઘન ઘટા આસોપાલવ આંબ. ૪૦
ડમરો મરવો દાવદી વેલ તણા વિસ્તાર,
તમાલ પંકજ પાંદડી કુલ્યા ગુલ હજાર. ૪૧
શાખા પાત્ર સુવર્ણ મહી સજીવન સર્વ સચેત,
નિશદિન નિજપદ નિરખતાં હૈયે વધે છે હેત. ૪૨
ગિરિ ગોવર્ધનની ઘટા ફરી ફરી નિરખે નાર,
ઝગ મગ જયોત શોભે સદા રત્નમણી જયોતકાર. ૪૩
હિરણ્ય ગર્ભ હીરે જડયા વર્ણું વધારણ વહાલ,
શરણ ગયે સુખ ઉપજે ચરણ ધરે જયાં લાલ. ૪૪
ઘેરાં જળ જમનાં તણાં જેમ જેમ લહેરે જાય,
રૂડાં તટ રળીઆમણાં જયાં નિત્ય નટવર નહાય. ૪૫
ઘણી બની જમના તણી જોવા સરખી જાગ,
બાંધ્યા ઘાટ બનાવમાં શોભિતા સોભાગ. ૪૬
પગ પગ બાંધ્યાં પગથીઆં રત્ન જડીત રાય,

કારણુ રૂપ કાળંદિનું દર્શનથી દુઃખ જાય. ૪૭
પ્યારી પ્રાણુ જીવન તણી ધારી ધરીએ ધ્યાન,
પટરાણી પાવન સદા મોંઘાં ધણીનાં માન. ૪૮
રત્નમણી જ્યોત ઝગમગે અખંડ ખળ જળ ધાર,
હેમ તટ હીરે જડયાં રત્નમણી જ્યોત કાર. ૪૯
વહેતાં જળ ભમર વળે ત્રિભંગી તોરંગ,
દયા કરીને દાખવે નિત્ય નિત્ય નવલા રંગ. ૫૦
હેમ હંસ ક્રિડા કરે સુખ નહિં સુમાર,
ફુલ્યાં કમળ કનક તણાં ભ્રમર કરે ગુંજાર. ૫૧
હેમ હાર હીરે જડયા સુંદર સિંહાસન,
કદમ કેરી હેઠળ દીઠાં એ દર્શન. ૫૨
અગર ચંદન ઉગટ બન્યો મુગટ ચંદ્રિકા મોર,
બેઠાં દીઠાં બેઉ જણાં જય જય જુગલ કીશોર. ૫૩
મણી માણેક મોતી ભર્યાં હીરા રત્ન જડાવ,
અધિક મુગટની ઉપમા કહો કેમ વરણી જાય. ૫૪
કમળ નયન કટાવનાં રંગે રાતાં ચોળ,
મોતી લહેરો ઢળકતી ઝળકે કર્ણ કપોળ. ૫૫
ઓપીતી અમીએ ભરી કીકી કરે કલોલ,
કોટ કળા કહું તો ભલી સંપુર્ણ શોભે સોળ. ૫૬
સુંદર ભ્રગુટી શોભતી ઇંદ્ર ધનુષ્ય આકાર,
કોટ કળા મુખ ઉપરે તેજ તણો નહિ પાર. ૫૭
કસ્તુરી કેરૂં તિલક, ધર્યું લીલાવટ ધીર,
કંદર્પ કોટિ મોહી રહ્યા, જોઇ શ્યામ શરીર. ૫૮
ભદ્ર જાતિક શોભીતુ નિર્મળ મોતી નાક,
જ્યોતે જ્યોત મળી વળી લાલ મણી માંહે લાક. ૫૯
કરણુ ફુલ કાને ધર્યાં પુરણુ જ્યોત પ્રકાશ,
રૂપ સ્વરૂપ નિરૂપણે અબળા બાંધે આશ. ૬૦
સર્પ ફણા શોભે ઘણા વળી વળેલા વિશેષ,
જતન કરીને જાળવ્યા ખીંટલીઆળા કેશ. ૬૧
લાલ અધર દંત દાઢમી રસ કેસર કનક કચોળ,
સુખમાં બેઠાં શ્રીપતિ મુખ ભરીયાં તંબોળ. ૬૨
કંઠ કંઠ કટેસરી કોસ્તુભ મણી શોભે સાર,

ચારૂ હાર હીરે જડયા શોભીતા શણુગાર. ૬૩
કટિ મેખળા કટકાછની કટ શોભે કંદોર,
પટ કમર ઝવેર જડયાં જય જય જુગલ કીશોર. ૬૪
તેજ વ્યાપ્યું ત્રિભુવન ગત મોટી ગોપાળ,
ગાહેડ ઘણી જુગતે બની મુક્તાફળની માળ. ૬૫
શું વિવેકે વંદીએ જ્ઞાન વિના ગોવિંદ,
લટકે મન અટકી રહ્યું બાંહે બાજુ બંધ. ૬૬
હાથ પોંચી હીરે જડી સોવર્ણ ચુડી સાર,
દશ આંગળીએ વેઢ દશ ઓપે અધિક અપાર. ૬૭
નખની શોભા નીરખતાં સખીઓ થઇ બેશુદ્ધ,
રસમાં કોઇને રહી નહિ બોલ્યા કેરી બુદ્ધ. ૬૮
હસી રહી હથેળીઓ ગર્મ ગુલાબી ફુલ,
આંગળીએ અળતો ભર્યો અંગે રંગ અમુલ. ૬૯
ચરણ કમળની ચીતવની અરૂણ કિરણ ઉદેત,
કમળ તણી કોમળતા દળ દળ પ્રમળ દેત. ૭૦
નેહર જેહર ઝાંઝરી ઘુઘરડી પગ પાન,
વાજે ગાજે વીંછુવા ગોપી કરતી ગાન. ૭૧
લંક તલી અંક એડીઓ પાની પાવન પાય;
ચરણ તણી શોભા બણી વેદ ન વરણી જાય. ૭૨
અદ્વૈત બ્રહ્મ અસંખ્ય રંગ પળ પળમાં પલટાય,
પુરણાનંદ પુરણ સદા કયાં આવે કયાં જાય. ૭૩
અંગ ઉપરણી અધિક બની ઉપવિતને આકાર,
પળ ઠરે નહિ પ્રીતમાં નખ શીખ નીરખે નાર. ૭૪
લીધી અધર પર મોરલી દીધી દશ આંગુલ,
રાધા કૃષ્ણ રસ ભર્યા હસે કરે કલ્લોલ. ૭૫
મહારાણીને મરકલે મોહન હરીઆં મન,
એ સુખ કેરે કારણે સેવે વૃંદાવન. ૭૬
કોટિ કળા રવિરાજની કોટિ શશિ સમાય,
ઘડીના છઠ્ઠા ભાગમાં કંઇ રંગ રૂપ પલટાય. ૭૭
રંગે બેઠાં રાધિકા અંગે ધરી શણગાર,
ગુંથી વેણુ ગોફણો ઓપે અધિક અપાર. ૭૮

સાચો માંગ સોહાગમાં ભરીઓ આનંદ ભેર,
સંગ ત્રિવેણી ઉલટી લખું ગમે લહેર. ૭૯
દામણીએ ઝવેર જડયાં મોતી જોતી કંઇ,
કાને ઝાલો ઝગમગે ઇંદુ બીંદુ માંહિ. ૮૦
લીલાવટ આડ જડાવની નયન કોરંગી નાર,
ભમર ભ્રુકુટી ઉપરે માંડી મોતી હાર. ૮૧
નાકે વેસર નિર્મળું નોતમ જડીઆં નંગ,
મુખની શોભા શી કહું ઓપે અંગો અંગ. ૮૨
નોતમ શોભે નાસિકા ઘોતે દીપક જ્યોત,
અધુર મધુર દંત દાડમી કોદર કંઠ કપોળ. ૮૩
ચીણ માળા ચમરી કળી કુંદન ચંદન હાર,
કંઠી કંઠ કટેશરી શોભીતા શણગાર. ૮૪
માદળીઆં મન ગમતાં ઢળકંતાં ઝળકાય,
ડુંટી ઉપર ડુગડુગી શ્યામાની શોભાય. ૮૫
કુચ કુલ કશીઆં કંચુવે રેલી કાજળ રેખ,
પટ કમર કટ કેશરી વારૂ બનીઓ વેશ. ૮૬
કલ્લાં કાંબી ઘુઘરી ઝાંઝરનો ઝમકાર,
વાજે ગાજે વીંછુવા સદા સોહાગણ નાર. ૮૭
ચરણા સાડી શોભીતી અવિચળ ચુડો હાથ,
ખળકે કંકણ ખાંતમાં ભલી બની છે ભાત. ૮૮
જવાળીએ ઝવેર જડયાં રૂડી ચુડી માંહિ,
છલા વીંટી અંગુઠડી બે બાજુ બંધ બાંહિ. ૮૯
લાલ પોંચી લંક તળી હાથેળી હીંગળોક,
જોઇને જીવે જોડને સદા વ્રીજનો લોક. ૯૦
નખની શોભા નીરખતાં લાલમણી લજવાય,
પગની પાણી પરખતાં કંદર્પ ગોથાં ખાય. ૯૧
નખ શીશના શણગાર તો કોણે ન વરણ્યા જાય,
શું કરે કવીશ્વર બાપડો બુદ્ધિ માપ કહેવાય. ૯૨
અદ્ભૂત રૂપ અવલ બન્યું નવલ કિશોરી કિશોર,
નિમિષ મળે નહિ નિરખતાં જેમ જેમ ચંદ્ર ચકોર. ૯૩
સરખા શણગાર શોભીતા સરખા સરખું રૂપ,
જોડ અવિચળ જુગ જુગે રાધા કૃષ્ણ સ્વરૂપ. ૯૪

અખંડ લીલા એ તણી અખંડ જુવતી જન,
અખંડ ગોપ ગોવાળીઆ અખંડ વૃંદાવન. ૯૫
અખંડ ધેનુ વાછરૂ અખંડ ધરતી ધામ,
અખંડ સખીઓ સહુ મળી અખંડ શ્યામા શ્યામ. ૯૬
રૂપ જોઇને રાજનું રીઝી વેદ ઋચાઓ,
મરમે લાગી મોહની મોહ પામી મુર્છાઓ. ૯૭
રમણ જોઇને રૂખ કરી સખીએ ભાખ્યું સાચ,
પ્રીત જોઇ પરમેશ્વરે વળતી દીધી વાચ. ૯૮
પુરણાનંદ આનંદ ઘન મુખ બોલ્યા મહારાજ,
તમને ઇચ્છા ઉપજી તે અમને કહો આજ. ૯૯
સૌ મળી સખીઓ કહે રમણ તમારૂં રાજ,
એ સુખ અમને આપીએ એ માગ્યું મહારાજ. ૧૦૦
સકળ મનોરથ સૌ તણા પુરો પુરણાનંદ,
સુખ દીજે નીજ ધામનાં, ઉપજાવ્યો આનંદ. ૧૦૧
આશ અમારી પુરીએ, અબળાના આધાર,
રંગે સંગ રમાડીએ કીજે એ ઉપકાર. ૧૦૨
સખીઓનું કહ્યું સાંભળી વળતી બોલ્યા વાણ,
લાડ તમારાં પાળવાં નિર્ભય રહો નિર્વાણ. ૧૦૩
અરે સખીઓ શું કહ્યું શું તમે ધાર્યું મન,
મહા ભારે પદ માગીઉં થાવું છે ધન્ય ધન્ય. ૧૦૪
જે તમે માગ્યું મુજ કને તે કરી ન થાય કોક,
(પણ) અહીં નહિ અળગું આપવું, તમે માની લ્યો મૃત્યુ લોક.૧૦૫
ભાવ કરો ભરતખંડમાં મંડલ મથુરાં દેશ,
તમે આહીરને ઘેર અવતરો હું આ રૂપે આવીશ. ૧૦૬
વૃંદાવન જમુનાં હશે ગોકુળ મારૂં ગામ,
જેમ આ તે તેમ છે સદા આતે એકજ નામ. ૧૦૭
સારસ્વત કલ્પને વિષે કરવો ત્યાં પ્રવેશ,
આ સુખ તમને આપવું માનો એ ઉપદેશ. ૧૦૮
સાચી વાચા સાંભળી આવ્યો દઢ વિશ્વાસ,
સુરત વળી સખીઓ તણી ગોકુળ રમવા રાસ. ૧૦૯
બ્રહ્મા કહે સુણુ પુત્રતા જે થઈ તે કહી વાત,
અવધે આવી પ્રગટયાં ગોપી ગોપી નાથ. ૧૧૦

સંદેહ ભાગ્યો સો તણો ભલું કહ્યું બ્રહ્માય,
ઋષિ સૌ રળીઆત થયા પ્રીતે લાગ્યા પાય. ૧૧૧
વૃદ્ધવામન પુરાણનો અર્થ બતાવે આપ,
જે ગાયે જે સાંભળે તેનાં પ્રલે પાપ. ૧૧૨
ઘણું રૂડું ગુજરાતમાં તખ્ત તોરણા ગામ,
રાજ્ય કરે રણછોડજી ભક્ત તણા વિશ્રામ. ૧૧૩
શીવનું દેવળ શોભીતું નૌતમ નવલા રંગ,
ત્યાં વસે હર દાસીઓ લીલા કથી અભંગ. ૧૧૪
સંવત સતર અઠયાસીઓ સુંદર શ્રાવણ માસ,
વાર રવિ તિથિ પંચમી પુરણ પુરી આશ. ૧૧૫
ગુરૂ નામે કીકો કહું પંડીત વૈષ્ણવ રાજ,
પ્રભુ તેના પ્રતાપથી સરવે સીધ્યાં કાજ. ૧૧૬
પિતા તણું પહેલું લખ્યું નામજ નરસઇ દાસ,
તેના સુત રણછોડને વાણીનો વિશ્વાસ. ૧૧૭
વૃંદાવન મહાત્મ કહ્યું રહ્યું હ્રદેમાં રૂપ,
અટલ કહી ટળે નહિ શ્રી રાધા કૃષ્ણ સ્વરૂપ. ૧૧૮

## ચેતામણી—શિક્ષા અંગ.

હેતે ભજ નારાયણ હરિ હેતે ભજ નારાયણ હરિ;
નારાયણનું નિર્મળ નામ, નામ વિના જુઠું સર્વ કામ;
પાંચ પહોર લગી ઘરની ઘેર, ત્રણ પહોર ઉંઘ્યો અંધેર;
એવડી કેમ કમીના કરી, હેતે ભજ નારાયણ હરિ. ૧
હરિ વિના તું હાથ ઘસીશ, શો તુજને આપું ઉપદેશ;
આત્મ જ્ઞાને જોરે અંધ, કરે છે કુલ્યો કરે છે ધંધ;
કામ ક્રોધ લાલચ પરહરી, હેતે ભજ નારાયણ હરિ. ૨
મોહ માયાની મોટી જાળ, આજ કાલમાં તાકે કાળ;
આયુષ્ય પહોચ્યો અધકી આશ, પાપી પડયો કર્મને પાસ;
શું રહ્યો મન મુમતા ધરી, હેતે ભજ નારાયણ હરિ. ૩
હરિ ભજ્યા વિના થઇછે હાણ, ભોળા જીવ હ્રદયમાં જાણ;
અંધ કુપ પડીઓ સંસાર, નહિ બુડતાં બુમ ને વાર;
ત્યાંથી કાઢે કરૂણા કરી, હેતે ભજ નારાયણ હરિ. ૪

ચિત્તમાં ચિંતાનો પ્રવેશ, દિશા ન સુઝે એકે દેશ
દરિઆમાંહે ડુબ્યું નાવ, ભાર ઘણો ને ભાગ્યો ભાવ;
ત્યાંથી નર નિસરવું તરી, હેતે ભજ નારાયણ હરિ. ૫
દારૂણ દવ લાગ્યો દશ દિશ, કાયામાંહે રહ્યો કલેશ;
પાંચે ઇંદ્રી કેરી પીડ, હરિ વિના કોણ ભાગે ભીડ;
તે પીડને કરશે પરી, હેતે ભજ નારાયણ હરિ. ૬
લોકોમાં કહેવાયો લુંડ, દૈવ તણો દેખે નહિ દંડ;
હું કર્ત્તા થઇ ચાલે હુંડ, માયામાં માલે છે મુઢ;
ભુલ્યો પાપે પેટજ ભરી, હેતે ભજ નારાયણ હરિ. ૭
તું તારૂં ડહાપણુ દાખવે, લાખ પ્રકારે જુઠું લવે;
છળ વિદ્યા કરે છે છેદ, કદી ન છાંડયો કર્તા ભેદ;
કદી ન દિલમાં ચાલ્યો ડરી, હેતે ભજ નારાયણ હરિ. ૮
સ્વારથમાં સબળો સુર, પરમાર્થમાં ભળ્યો નહિ ભોર;
તું કેમ ખાઇશ તારૂં રળયું, મોહન મન ઇચ્છાએ મળ્યું;
કોને કહે રહ્યું નહિ ઠરી, હેતે ભજ નારાયણ હરિ. ૯
તેં રાખ્યું તે તારૂં નહિ, અવધે ઉડી જાશે કંઇ;
નદી નાવ મળીઓ સંજોગ, રસમાં આવી લાગ્યો રોગ;
પાછળ રહેશે ભલી કે બુરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૦
વિષયામાં લાગ્યો વહેવાર, મળી કામની ભાગ્યો કાર:
પરનારીસુ પુરણ પ્રીત, રહી નહિ રામ ભજયાની રીત;
પરનારી છે પ્રત્યક્ષ છરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૧
રાજા પ્રજા મહંત મણી, સૌને માથે મોટો ધણી;
તે તેની કરશે તજવીજ, મોજ આપશે જેવી રીઝ;
ચુકીશ નહિ તેની ચાકરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૨
છૈયાં છોકર ઘરને ઘાટ, મેલી મરવું ઉપર પાટ;
તેમાં તારૂં કોઇ નથી, તે વેળાનો કહું છું કથી;
જમની ઉર્મિ છે આકરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૩
મનની મોટાઇ મુકી દે, માથે મરણ તણો છે ભે;
તું તારૂં સાધન સંભાળ, ભુંડા ભુવન સામું ભાળ;
આવો અવસર ન આવે ફરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૪
શું મુરખ મરૂં છું મથી, શરીર તારૂં છે ને નથી;

કેમ થયો ચાકરી ચોર, હરિ ભજયો નહિ હરામખોર;
ઉપર ચંપુ જાવું મરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૫
મનનો મમત મુકી દે, રામ કૃષ્ણ તું મુખથી કહે.
ભૂત લોકનો ભારજ ટળે, પ્રભુ કહે પાતક પર જળે;
ખોટી વાત તજી કર ખરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૬
છૈયાં છોકર ઘર ઘરસૂત, ભુંડા તુંજને કરશે ભૂત;
કુટુંબ કબીલે વીંટયો વળી, તારૂં બગાડે સૌ કો મળી;
સાકરમાં વિષ દે સુંદરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૭
કદી એક તું કહાવ્યો લખપતિ, ઘરમાં રાંધણ નહતું રતિ;
મારે નાથે મોટો કર્યો, તે નોરો તને કેમ વીસર્યો;
સુખ સંપત આપી દિલ ભરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૮
વણજ કરી કરી આવ્યો વાજ, કદી એક આપ્યું રામે રાજ;
ચકવે થયો ને ગઇ ચટપટી, તૃષ્ણા તારી તોય નવ મટી;
ત્યારે જાણ્યું લેઉં ઇંદ્રપુરી, હેતે ભજ નારાયણ હરિ. ૧૯
હૃદય કમળનાં જડયાં કપાટ, ગયાં વરસની ઉઠી વાટ;
ભીતર નિધિ ભરી ભરપુર, ઇંદ્ર સાખી ચંદ્ર સૂર્ય;
મેલી વસ્તુ ગઈ વીસરી, હેતે ભજ નારાયણ હરી. ૨૦
તું તારૂં તત્વ તપાસ, કયાંથી આવ્યો કોને વાસ;
તું કોણને તારૂં કોણ, વેળે તું વિચારી જો;
બાજીગરે બાજી વિસારી, હેતે ભજ નારાયણ હરી. ૨૧
બાજીગરે બાજી રચી, ખોટી છે પણ ખેલે મચી;
ચપટી ધુળ રૂપૈયો કર્યો, તે સભામાં લઈને ફર્યો;
થોડીવારમાં થઇ ઠીકરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૨
આદિ અંતે ખોટો ખેલ, ઉંધા પડશે નહિ ઉકેલ;
અજ્ઞાને અંધારૂં વળ્યું, હું ને મારૂં તે નવ ટળ્યું;
નાટકમાંથી જો નીસરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૩
નારાયણનું નાટક બણ્યું, એક જનેતાએ સૌ જણ્યું;
ભોગ સંયોગ વિના થઇ ઘટા, પિતા વિના પુત્ર પ્રગટયા;
પુત્રને જનેતા વરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૪
ચૌદ લોકને ચારે ખાણ, એક અક્ષરે બાંધ્યો જાણ;
ત્રિગુણ પંચ પહેલા પરવર્યા, હર્ષ શોક લેઇ આગળ કર્યા;
પુણ્ય પાપની ધીરજ ધરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૫

સંશય રૂપી સાગર કર્યો, જળ વિના તે જળે ભર્યો;
ચતુર તણું એવું છે ચેન. કંઇ નથી ને ભાસે એન;
ચકલે સૌ મૂક્યું ચંદ્રી, હેતે ભજ નારાયણ હરિ. ૨૬
ટગ ટગ સૌકો જોઇ રહ્યું, અંધારે અજવાળું થયું;
પંચતણી આવી પ્રતીત, બાજીગર એવો અજીત;
ફાલકડો ફેરવીઓ ફરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૭
બાજીગર બાજીથી ન્યારો, કુટીશમાં લાગ્યો કુટારો;
બાજી સાથે બાજી રમે, એક એકનું ખુંદયું ખમે;
એકજ દોરી ખેલે ખરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૮
જોનારો જાણે જાગતો, બાજી બાજીગરનો મતો;
પંચરાત જો પાસે રહે, કાંઇક બાજીગરને લહે;
જુઓ સદ્‌ગુરૂ સેવન કરી, હેતે ભજ નારાયણ હરિ. ૨૯
ખટ શાસ્ત્ર કહે ચારે વેદ, સદ્‌ગુરૂ વિના ન જાણે ભેદ;
બાજી બાજીનો કરનાર, પરમ પુરૂષ છે તેને પાર;
અખંડ પ્રેમે લીલા પરવરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૦
અખંડ કદી પાંડીત નવ થાય, જયાંથી ઉપજયું ત્યાં સમાય;
પંડ બ્રહ્માંડ લગી પરમાણુ, જુઠું જાણે જાણ સુજાણ;
સદ્‌ગુરૂ કહેશે કરૂણા કરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૧
સાચે મને સદ્‌ગુરૂ સેવ, અંધા મૂકી દે અહંમેવ;
બીજું ડહાપણ હોય તે બાળ, ભાવે સદ્‌ગુરૂ સામું ભાળ;
પતિવૃતાને ધર્મે વરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૨
પતિવૃતા જે પીઉને લહે, કહ્યું કરે જે પીયુજી કહે;
અવર બીજાનો સંગ ન કરે, અંતર ધ્યાન ધણીનું ધરે;
પોતાની વૃત્તિ વિસરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૩
કઠણ પતિવૃતાનો ધર્મ, કોટિ વિઘ્ન લાગે નહિ કર્મ;
પોતાનો પીયુ મનમાં વશ્યો, ગુણ અવગુણ આવે નહિ કશ્યો;
સૌથી સરે તે સુંદરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૩
પતિવૃતાનો ધર્મજ પાળ, સદ્‌ગુરૂ શબ્દ સમે સંભાળ;
સદ્‌ગુરૂ કહેશે એવો સંત, સંત બતાવે ગુરૂ અનંત;
અરસ પરસ રસ રહેશે ઠરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૫
રસની વાત રસિક જન લહે, દીન રજની રસિક સંગ રહે;

પ્રેમે રસનું પોષણ કરે, અંગોઅંગ રસ અમ્રીત ઝરે;
નવ પલ્લવ દેહી થાશે નરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૬
સુકું હોય તે લીલું થાય, રસિકવરના જો ગુણ ગાય;
ઝીણામાં ઝીણેરો જાણ, રસિકવર છે રસની ખાણ;
સામગ્રી સર્વે સંઘરી, હેતે ભજ નારાયણ હરિ. ૩૭
સંક્ષેપે સમશ્યામાં કહ્યું; જે કાંઈ છે તે રસમાં રહ્યું;
ભાવ ભક્તિ વિના ભેદ ન જડે, માને નહિ તો સંશય પડે;
જ્ઞાની ધ્યાની મહા શાસ્ત્રી, હેતે ભજ નારાયણ હરિ. ૩૮
આપ આપને ટાળી જુએ, કોણ કોણના દુખને રૂએ;
કોઇ કાળે એ પદ પામશે, ત્યારે તેનો નિશ્ચય થશે;
આપોપે મુકયું આંતરી, હેતે ભજ નારાયણ હરી. ૩૯
આદિ અંત વિના બાંધી આશ, કહે રણછોડ દાસનો દાસ;
ચેતે તેને ચેતામણી, બની બનાવી આગે બણી;
ફરી ફરી કહે ભાવે ભરી, હેતે ભજ નારાયણ હરિ. ૪૦

---

## મનુષ્યદેહનો મહિમા.

૧

સમજ સમજ લે સાધુ જાણ, ભૂલ્યો ભટકયો ચારે ખાણ. ૧
લખ ચોરાસી ફેરા ફર્યો, એવો ઉદ્યમ તેં શું કર્યો. ૨
પશુ પંખીમાં પામ્યો પાર, (ત્યારે) એક વાર મનુષ્યાવતાર. ૩
નવ માસ ઉદરમાં રહ્યો, ઉંધે મસ્તકે દુઃખીયો થયો. ૪
મળમૂત્રમાંહે કરડે કૃમ, ત્યારે પોકાર્યો શ્રી પરિબ્રહ્મ. ૫
લુંડાઇ કરંતાં આવ્યો લાગ, નહિ હાલ્યા ચાલ્યાની જાગ. ૬
સાંકડે ઘાલ્યો સંતાપ, માંહે અગ્નિનો અધિકો તાપ. ૭
તાલાવેલી થયો ઘણું, ત્યારે સ્મરણ કર્યું શામળિયા તણું. ૮
પ્રભુ મૂક મને શિખામણ જડી, નહિ વિસારૂં તુજને ઘડી. ૯
સાચે મને સ્મરીશ શ્યામ, નહિ વિસારૂં રામનું નામ. ૧૦
કાલાવાલા કરીયા સહી, ત્યારે નાથને દયા થઇ. ૧૧
દશ માસ થયા દુર્મતિ, ત્યારે જન્મ્યો છે જોગથી. ૧૨
બહાર નીસરી પામ્યો સુખ, દુર થયાં સૌ દેહીનાં દુઃખ. ૧૩

પારણે પોઢાડયો બાળ, વિસરી ગયો ત્યાં શ્રી ગોપાળ. ૧૪
માતાનું કર્યું પયપાન, માયામાં લાગ્યું છે ધ્યાન. ૧૫
હસે રમે ને આનંદ કરે, માતા લઇ ઉછંગે ધરે. ૧૬
હુલાવે હાલરડાં ગાય, એવાં લાડ લડાવે માય. ૧૭
એમ કરતાં મોટેરો થયો, નાનેરો નિશાળે ગયો. ૧૮
ભણ્યો ગણ્યો ને રમીઓ સાર, એટલે વરસ થયાં છે બાર. ૧૯
ઓળંબા ઘણું લાવે આળ, એટલે કીધો વેવિશાળ. ૨૦
પરણાવીને નાખ્યો પાસ, મનમાં પામ્યો અતિ ઉલ્લાસ. ૨૧
કારભાર ચાલ્યો ઘરધંધ, માયામાં લપટાણો અંધ. ૨૨
વિષયામાં વ્યાપ્યું સ્વરૂપ, કર દીપક લઈ પડીયો કૂપ. ૨૩
ભર જોબનમાં આવ્યો ભૂર, સફળ થયો ત્યાં કામાતુર. ૨૪
માત પીતા પછી વહાલી વહુ, એટલે બાળક આવ્યાં બહુ. ૨૫
ત્રીસ ચાળીસે ચિત્તજ ચઢ્યું, છૈયાં છોકરમાં મન ભઢ્યું. ૨૬
મહા જાળે વિંટાયો વળી, પીસતાળીસે આવ્યાં પળી. ૨૭
પચાશે જડ લાગી ગઇ, રામ નામની શુદ્ધ ન રહી. ૨૮
સાઠ સુધી સબળો મોહ, જોબન ઉલ્યું બીજો ઓહ. ૨૯
કોઈનું બોલ્યું તે નવ ગમે, ચિત્ત ચારે દિશે ભમે. ૩૦
ઘડપણ ભલેરૂં ભજયું, ત્યારે કંઇ એક કમળ ડગ્યું. ૩૧
સીત્તેર સુધી ભૂલ્યો ભીંત, તોય નહિ મરવાની ચિંત. ૩૨
થરથર ધ્રૂજે નયણે નીર, અળખામણું ત્યાં થયું શરીર. ૩૩
તોલ ઘરમાં ભાગી ગયો, વળગે ઝૂમે વેરી થયો. ૩૪
તણખલાનો તોલ ન રહ્યો, ઘરના લોકે ઘેલો કહ્યો. ૩૫
પંચોતરે પામ્યો ત્રાસ, ઘસે હાથ મૂકે નિઃશ્વાસ. ૩૬
એમ કરતાં આવરદા ગયો, અંતકાળનો સમય થયો. ૩૭
મરવા નાખ્યો મૂરખ મૂઢ, હાય હાય કરે મૂખ ભૂંડ. ૩૮
જમ કિંકર ત્યાં થયા આરૂઢ, ગયો હાથ ઘસંતો હૈયા ફૂટ ૩૯
એ મનુષ્યા દેહીનો મહિમાય, સાંભળે તેનું પ્રાયશ્ચિત જાય. ૪૦
રણછોડ કહે રઘુનાથને ભજો, તમે તમારૂં વેળે સજો. ૪૧.

૨

વેલા પ્રાણી ભજ ગોવિંદ, કયાં અજ્ઞાની થયો અંધ. ૧
એના ગુણ સંભાળી જોય, એ સરખો નથી બીજો કોય. ૨

કરમે કાયા પેદા કરી, એવો નિર્મળ છે નરહરિ. ૩
જળમાં જંતુ ભેળા જાણ, માટીનું કીધું મંડાણ. ૪
પવને બાંધી કાચી કાય, માંહે અગ્નિ પ્રજળતો જાય. ૫
પંચ તત્વનું પુતળું કર્યું, સુખદુઃખ સર્વે માંહે ભર્યું. ૬
ઉદરમાં અમથો ઉછર્યો, અમૃત રસ ત્યાં પેદા કર્યો. ૭
ઉંધે મસ્તક રહ્યો દશ માસ, જતન કરી ટાળ્યો ગર્ભવાસ. ૮
નાગો પૂંગો વસ્ત્રજ વિનો, પ્રથમ કહે તું પુત્રજ કોનો. ૯
બહાર નીસરી જોતો આહાર, ત્યારે વિઠ્ઠલે કર્યો વિચાર. ૧૦
માંસ રૂધીરમાંથી શુદ્ધ, નારાયણે તને પાયું દુધ. ૧૧
ધવરાવીને મોટો કર્યો, તે નારો તું કયમ વિસર્યો. ૧૨
તે તેં ગુણ લહ્યો નહિ બાપ, તે તારા પૂર્વ જન્મનાં પાપ. ૧૩
રણછોડ કહે રઘુનાથને ભજો, તમે તમારૂં વેળે સજો. ૧૪

૩

વહાણામાં વહેલા ઉઠા સહી, દાતણપાણી કરીએ જઇ. ૧
સૂરજને તમે નમણી કરો, મનમાં ધ્યાન હરીનું ધરો. ૨
રખે જુઠું બોલો લગાર, નિકર સવા પહોર ચાલે વહેવાર. ૩
રખે નિંદા કરો કોઇ તણી, ત્યારે રીઝશે ત્રિભોવન ધણી. ૪
પરનારી પરહરશે જેહ, અમરાપુરીમાં વસશે તેહ. ૫
મંજન કરી લ્યો હરિનું નામ, ત્યાર પુંઠે કરો બીજું કામ. ૬
હૃદયામાં રાખો હરિ હેત, વણ બીજે નીપાવ્યું ખેત. ૭
આપ આપણું કામ સર્વે સ્હાવ. પણ મુખડે ગુણ ગોવિંદના ગાઓ ૮
સંસારમાં સૌ ભૂલ્યા ભમે, હાથ જોડી હરિજનને નમે. ૯
ખોટી માયા નજરે જુઓ, શું મુરખ મુઆને રૂઓ. ૧૦
તની વસે તે આપણી થશે, નહિ સ્તે તેનું સર્વસ્વ જશે. ૧૧
સ્વપ્નાંતર સરખું જાણજો, પાપને પુંઠે તાણજો. ૧૨
કારમું કર્યું છે કથી, છે તો છે નથી તો નથી. ૧૩
કયાં ઘેલા થયા છો સા, કોનાં માતપિતા ને કોની વહુ. ૧૪
અંતકાળે જાશો એકલા, ત્યારે જણાશો ભુંડા ભલા. ૧૫
રણછોડ કહે રઘુનાથને ભજો, (ભાઇ) તમે તમારૂં વેળે સજો. ૧૬

૪

જગમાં જૂઠ મંડાણી ઘણી, કહો લજ્જા કેમ રહે કોઇ તણી. ૧
કુડો કળજુગ આવ્યો વળી, કર્મ સંજોગે સંગત મળી.

જેવો કળજુગ એવા લોક, મનમાં ઘણો રાખે શોક. ૩
આખો દિવસ દિલગીરીમાં જાય, ક્ષણ ગોવિંદના ગુણ નવ ગાય. ૪
ભુંડા મુખ દિસે ભંકાર, અતિ ઘણો આણે અહંકાર. ૫
મોટા માણસ થાશે સહુ, અનેક બળીઆ બોલે બહુ. ૬
મુખડેથી કહે કડવાં વેણ, કાંય સમજે નહિ કરમ હીણ. ૭
ક્ષણ એક સુખીઆ નવ થયા, મારૂં મારૂં કરતા ગયા. ૮
જેકો દુષ્ટ દુરીજન થયો, તેને સર્વે સારો કહ્યો. ૯
જેકો ધ્યાન ગોવિંદનું ધરે, તેની મૂરખ નિન્દા કરે. ૧૦
પણ ત્હાં તજવીજ થશે તત્કાળ, અહીં આવ્યાછો આળ પંપાળ. ૧૧
જ્યાં લગી રાખે તેમ રહીએ, ક્ષણ એકમાં મૂકી ન જઇએ. ૧૨
વિઠ્ઠલને વશ છે આપણી દેહ, રણછોડનું કહ્યું માનો તેહ. ૧૩

૫

સંસારની ગત કયાં તું ગાઉં, અણબોલ્યો અળખામણો થાઉં, ૧
ભલું થયું જે ભેદ ન રહ્યો, સમજાવીને માહિમા કહ્યો. ૨
દુઃખ માનો તે રહેજો પરો, રામ રામ મુખડેથી કરો. ૩
સાંભળતાં સુખ થાશે સહી, જન્મ જન્મની ચિંતા ગઇ. ૪
પરનારીસુ મોહ્યો જેહ, વસ્તીમાં લૂંટાયો તેહ. ૫
જેણે ભોગ કર્યા ભાવતા, તેને જમકિંકર મારે આવતા. ૬
નહિ તેનો કોઇ બેલી થયો, તે નર જીવતો નર્કમાં ગયો. ૭
એક છે ઉધર્યાનો ઠામ, જો જપશો શ્રીરામનું નામ. ૮
સ્ત્રીને દોષ છે અતિ ઘણો, જો સ્વામિ સેવે કોઇ તણો; ૯
પોતાના પુરૂષને પરહરે, બીજા સાથે ગમનજ કરે. ૧૦
તેના પાપનો નહિ કાંઇ પર, જો પાર સાથ માંડે વ્યવ્હાર. ૧૧
અધર્મ અન્યાય ઘણો થાય, ઉંધે મસ્તકે તે ટંગાય. ૧૨
ગરોળી કે વાગોળ અવતરે, ઠામ ઠામ અથડાતી મરે. ૧૩
પાર ન પામે લગાર, જ્યાં જાશે ત્યાં ખાશે માર. ૧૪
બીજો સંદેહ જે સાંભળે, તેને પ્રભુજી નિશ્ચય મળે. ૧૫
પોતાનો સ્વામી દુર્બળ થાય, નહિ બોલ્યા ચાલ્યાની આય. ૧૬
દીસતો કરૂપ ને થોડું રળે, અન્ન ઉદક ઘરમાં નવ મળે. ૧૭
જો તેને પૂજે પરમેશ્વર કરી, તે નારી લે વૈકુંઠ પુરી. ૧૮
રણછોડ કહે રઘુનાથને ભજો, તમે તમારૂં વેળે સજો. ૧૯

## તાજણા. ( સાટકા )

સાધુજનનની સાધનતા, તે કોઈક વિરલા બુઝે,
કહે રણછોડ સૌ પાખંડીને, પ્રીત કરીને પૂજે. ૧
પાખંડીસુ પ્રીત વધારે, વારેવારે વંદે;
કહે રણછોડ સૌ સાધુજનને નેડે આવી નંદે. ૨
સાધુ જન તો સત્ય કરીને ધ્યાન ધણીનું ધરશે,
કહે રણછોડ પાખંડી મંત્ર જંત્ર કરતો મરશે. ૩
છત પોતાની છતી ન પાડે જ્ઞાની હોય તે ગાડે,
કહે રણછોડ પાખંડી પ્રાક્રમ દુનીઆંને દેખાડે. ૪
સાધુ જનને રામ નામસુ રૂડી રટણા લાગી,
કહે રણછોડ પાખંડી જુગતે જોતો નથી જાગી. ૫
સાધુ જન તો શીતળતાએ પુરણ થઇ પોસાશે,
કહે રણછોડ સત્ય કરી પાખંડી પ્રલય થાશે. ૬
સાધુ જન તો સાધન કરશે હૃદયમાં રૂડી રીતે,
કહે રણછોડ પાખંડી કરશે પૂજાવાની પ્રીતે. ૭
સત્ય વચન સાધુજન કહેશે કો રૂઠયો કો ત્રુઠયો,
કહે રણછોડ પાખંડી પાપી દંભ જણાવે જુઠો. ૮
સાધુ જનના મનમાં શંકા ન કરે કોનું નરતું,
કહે રણછોડ પાખંડી પાપી માણુસ તાકે મરતું. ૯
સાધુ જનને નહિ સ્વાર્થ પરમાર્થમાં પુરો,
કહે રણછોડ પાખંડી કોનું ધુતી લેવા શુરો. ૧૦
સાધુ જન તો સાર બતાવે જેથી તરતજ તરીએ,
કહે રણછોડ પાખંડી પૂજે ભમી ભમીને મરીએ. ૧૧
સાધુ બેઠા સમરણ કરે બીજી વાત ન બોલે,
કહે રણછોડ પાખંડી પાપી દંભી થઇને ડોલે. ૧૨
સાધુનો કોઇ સંગ કરે નહિ પાખંડી પરમાણે,
કહે રણછોડ એ અંધી દુનીઆ જોગ જુગત સુજાણે. ૧૩
અંધા સાથે અંધા ચાલ્યા ઉન્માર્ગે ચઢીઆ,
કહે રણછોડ તે જઇ ઓચિંતા અંધ કુપમાં પડીઆ. ૧૪
અંધકુપ સંસાર ભર્યો છે, અજ્ઞાની નર અંધા;
કહે રણછોડ સ્વામીને સમરો, મૂકી ઘરના ધંધા. ૧૫

ઘર ધંધામાં શું ઘુંચાણા, જુઓ ભાયડો ભાળી;
રણછોડના સ્વામીને સમરો, તરશો નહિ તે ટાળી. ૧૬
ધૂળ મળીને ધંધે ધાયા, ધારણ ન આવી ધરથી;
કહે રણછોડ કંઈ નર કુટાયા, એ ગંદીલા ઘરથી. ૧૭
ઘરમાં રહેવું હરિ હરિ કહેવું, લેવું સમરણ સાચું;
કહે રણછોડ હરિ નામ વિના જે કામ કર્યું તે કાચું. ૧૮
ઘરમાં રહી ગાંડાઈએ ચાલ્યા, માલ્યા માયા માંહે;
કહે રણછોડ તે કર્મે બુડયા, જમને દ્વારે જાય. ૧૯

ઘર ધંધાની મોટી ઘાંટી, આંટી આવી પગમાં;
કહે રણછોડ તે નર ઘુંચાયા, ઢળ્યા માયાના ઢગમાં. ૨૦
ઢળી પડયાને ધુળ ચઢી ગઇ, ઉપર ઉગ્યું ઘાસ;
કહે રણછોડ એ દુઃખના દહાડા, તોય ભલેરા ભાસે. ૨૧
માયાવીને માયા વાલી, હાલી ઉઠયા હેતે;
કહે રણછોડ અજ્ઞાની એવા, ચિત કશું નવ ચેતે. ૨૨
મારી નાખ્યા મોહ પમાડયા, વારે વારે વાળ્યા;
કહે રણછોડ કડવી નવ લાગે, એવી મીઠી માયા. ૨૩

માયાના ગુલામ ગંડક નર, બહુ બંધે બંધાણા;
કહે રણછોડ કોનું નવ ચાલે, કોણ રાવ કોણ રાણા. ૨૪
વરણાગીમાં વાંકા ચાલે મનમાં મુસ્ત ધરતા,
કહે રણછોડ સો ફાંસુ ફોકટ હીંડે હું હું કરતા. ૨૫
હું હું હું હું કરતા હીંડે ગર્વવનો ગુણ ગ્રહીને,
કહે રણછોડ સમર્યા નહિ સ્વામિ નર નીરાંતે રહીને. ૨૬
મોટાઇએ મરડાઇ પડયા ને છે તો પામર પ્રાણી,
કહે રણછોડ ભય માથે મોટો જુગતે ચાલો જાણી. ૨૭
જાણે તેનું જોર ઘણું છે તે મોટા છે તમથી,
કહે રણછોડ કહો કંગાળો કેમ જીતાશે જમથી. ૨૮
નશેક નધણીઆં કુટાશે, ધણી વિના કોણ ધાશે;
કહે રણછોડ ચેતો ચંડાળો, જે જાયું તે જાશે. ૨૯

જાયું તે જાવાને કાજે, કો વહેલું કો મોડું,
કહે રણછોડ સો ધનને કાજે, દડબડ દડબડ દોડયું. ૩૦
રળી રળીને મુઓ રાતદિન, ઘણુંજ ઘરમાં દાટયું;

કહે રણછોડ આવ્યું તેમ અંધે, દુઃખ વેઠીને દાટયું. ૩૧
દાટયું શું કાંઇ દાન કર્યું નહિં, જેમ દેવું તેમ લેવું;
કહે રણછોડ ઓચિંતું મરવું, ઉપર ચંપુ એવું. ૩૨
મરવું મરવું માનો મુરખ, આહર ઉપર ચંપુ;
કહે રણછોડ કર સાચું સમરણ, કાયર થઇ શું કંપુ. ૩૩
કાયર થા માં કર્મહીણ નર, કહેતાં લાગે કડવું;
કહે રણછોડ ઘર એનું એવાતણ, અંગ ન દિસે અડવું. ૩૪
ઘરે એવાતણ તે ધણીઆતી, નીકર ખાતી ગોથાં;
કહે રણછોડ કાંઇ હાથ ન આવે, ખાંડે થાલાં થોથાં. ૩૫
દાલાં થોથાં ગરખડ ગોથાં, ધણી વિના જે ધાઇએ;
કહે રણછોડ મીઠાઇઓ મૂકી, શાને ખડધન ખાઇએ. ૩૬
ખડધન અન્ય દેવ ઉપાસન, મોહન મીઠા મેવા;
કહે રણછોડ કર સાચે મને, સુંદર વરની સેવા. ૩૭
સાચું નહિ સ્વપ્ન તું જાણે, એ ધન એ ધણીઆણી;
કહે રણછોડ પ્રભુની માયા, તું કયાં લે છે તાણી. ૩૮
તાણું છું પણ નહિ કાંઇ તારૂં મારૂં કહેવા માત્ર,
કહે રણછોડ ઓળખ તું અંધા કહું છું તારી સાતર. ૩૯
તારે શું એ માલ ધણીનો પ્રીતે રાખે પાળી,
ધણી ધણીનું સમજી લેશે તારી જશે રખવાળી. ૪૦
રાખ્યું તેના નહિ બાપનું આપ્યું તે ઉગરશે,
કહે રણછોડ જે નહિ માને તે મારજ ખાતું મરશે. ૪૧
માટે સંતને સેવી લ્યો ઉગરશો એને બાને,
કહે રણછોડ પોકારી મારૂં કહ્યું કોઇ નવ માને. ૪૨
કહીએ શું જો કહ્યું ન માને કહી કહીને થાકયા,
કહે રણછોડ કેમે નવ પલળે એવા પથર પાકયા. ૪૩
જેમ જેમ પથર ઉપર પાણી તેમ કંટકને કહેવું,
જે કહેશે તે સહેશે એને હૃદયે નથી કાંઇ રહેવું. ૪૪
કયાંથી આવ્યા કહો કયાં જશો કયાં તમે કર્મે ફૂટો,
કહે રણછોડ કાંઇ ચેતી ચાલો ફૂટો હૈયાના ફુટો. ૪૫
કોણ તમો ને કોણ અમો એ આપ વિચારો ઉંડું,
કહે રણછોડ શું લેઈ જાશો બાવઠીઓ ભુંડું મોંઢું. ૪૬

ભુંડું મોં ને શું ભટકતા જનમ તણી જંજાળે,
કહે રણછોડ કાંઇ ચેતા નીકર, કુટી માર્યા કાળે. ૪૭

કાળ જોર જોરાવર કહાવે અવધે આવે ધાઇ,
કહે રણછોડ કાંઇ ભજન કરી લ્યો ચેતા મારાભાઇ. ૪૮

આશ ઘણી આવરદા ઓછો કહો કેમ બનશે બેઠાં,
કહે રણછોડ મૂકે નહિ મરણ પેઇ[૧] કરીને પેઠાં. ૪૯

મરવું ત્યારે શાને કરવું મુરખ મારૂં મારૂં,
કહે રણછોડ કાંઇ સાથે ન આવે તેં ખર્ચ્યું તે તારૂં. ૫૦

કોનાં માત ને કોનાં તાત કોનો કુટુંબ કબીલો,
કહે રણછોડ કેમ રહું છું મુમતે ફરે છે વીલો વીલો. ૫૧

એ શીખામણ સૌને કહી છે જે કરશે તે તરશે,
કહે રણછોડ જે નહિ માને તે લખચોરાશી ફરશે. ૫૨



૧ પેઇ–ગોઠાની કોઠી.

## રામ જન્મ.

( તુલસીકૃત રામાયણ. )

છંદ.

ભયે પ્રગટ કૃપાલા દીન દયાલા કૌશલ્યા હિતકારી,
હર્ખિત મહતારી મુનિ મનહારી અદ્‌ભૂત રૂપ નિહારી;
લોચન અભિરામા તનુ ઘનશ્યામા નિજ આયુધ ભુજ ચારી,
ભૂષણ વનમાલા નયન વિશાલા શોભા સિંધુ ખરારિ. ૧

કહે દુહું કર જોરી અસ્તુતિ તોરી કિહિ બિધિ કરો અનંતા,
માયા ગુણ જ્ઞાના તીત અમાના વેદ પુરાણ ભનંતા;
કરૂણા ગુણસાગર સબગુણ આગર જિહિ ગાવહિ શ્રુતિ સંતા,
સો મમ હિત લાગી જન અનુરાગી પ્રગટ ભયે શ્રી કંતા. ૨

બ્રહ્માંડ નીકાયા નિર્મીત માયા રોમ રોમ પ્રતિ વેદ કહે,
મમ ઉર સોવાસી યહ ઉપહાસી સુનત ધીર મતિ થીર ન રહે;
ઉપજ્યા જબ જ્ઞાના પ્રભુ મુસકાના ચરિત બહુત વિધિ કિન્હ ચહે,
કહિ કથા સુનાઇ માતુ બુઝાઇ જિહિ પ્રકાર સુત પ્રેમ લહે. ૩

માતા પુની બોલી સો મનિ ડોલી તજહુ તાત યહ રૂપા.
કીજે શીશુ લીલા અતિ પ્રિય શીલા યહ સુખ પરમ અનુપા;
સુની બચન સુજાના રોદન ઠાના હોય બાલક સુર ભૂપા,
યહ ચરિત જો ગાવહિ હરિપદ પાવહિ તે ન પરહિ ભવકુપા. ૪

દોહો.

વિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર,
નિજ ઇચ્છા નિર્મીત તનુ માયા ગુણ ગોપાલ....

સીયાવર રામચંદ્રકી જે.
રાધાવર કૃષ્ણચંદ્રકી જે.

# તુલસીકૃત રામાયણ

શ્રી રામચંદ્ર કૃપાલુ ભજ મન હરણ ભવ ભય દારૂણં;
નવ કંજ લોચન કંજ મુખકર કંજપદ કંજારૂણં.
કંદર્પ અગણિત અમિત છબી નવનીલ નિરદ સુંદરં;
પટપીત માનહુ તડિત રૂચિ શુચિ નોમિ જનક સુતાવરં.
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણં;
આજાનુ ભુજ શર ચાપ ધર સંગ્રામજિત ખર દુષણં.
ભજ દિનબંધુ દિનેશ દાનવ, દલન દુષ્ટ નિકંદનં;
રઘુનંદ આનંદ કંદ કોશલ ચંદ દશરથ નંદનં.
ઈતિ વદતિ તુલસીદાસ શંકર શેષ મુનિ મન રંજનં;
મમ હૃદયકંજ નિવાસ કરૂં કામારિ ખળ દળ ગંજનં.

